ઈકામતે દીન ફર્ઝ છે

# દીનની સ્થાપના એક અનિવાર્ય કર્તવ્ય

લે. મૌલાના સૈયદ અહમદ ઉરૂજ કાદરી (રહ.)

• અનુવાદ •
મુહમ્મદ જમાલ પટીવાલા

# અનુક્રમણિકા

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ
(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રકાશક તરફથી...

'ઈકામતે દીન' એ દીને-ઈસ્લામની ખાસ પરિભાષા છે, જે મુસ્લિમ ઉમ્મતનું અનિવાર્ય કર્તવ્ય છે. કુર્આન-મજીદમાં સૂરઃ શૂરા (આ. ૧૩)માં એક શબ્દ આવ્યો છે — أَقِيمُوا الدِّينَ, જેનું ભાષાંતર 'દીનને સ્થાપિત કરવું' અને 'દીનને સ્થાપિત રાખવું' બંને કરવામાં આવે છે. જો દીન અગાઉથી સ્થાપિત હોય તો તેને એ જ સ્થિતિમાં યથાવત રાખવું 'ઈકામતે દીન' છે, પરંતુ જો દીન વ્યવહારૂ રૂપે સ્થાપિત ન હોય તો તેને વ્યક્તિની પોતાની જાતથી લઈને સમાજ અને પછી સંપૂર્ણ જગતમાં સ્થાપિત કરવું 'ઈકામતે દીન' છે, અને આ દીનને આ રીતે પ્રભુત્વશાળી બનાવવા માટે તનતોડ કોશિશ કરવી એ 'ઈકામતે દીન'ની પ્રક્રિયાનો એક ભાગ અને ઈમાનનો તકાદો છે. આ જ હેતુ અંતિમ પયગંબર હઝરત મુહમ્મદ ﷺ નો પણ હતો, જેનો ઉલ્લેખ વિભિન્ન રીતે અને જુદા-જુદા શબ્દોમાં કુર્આન-મજીદમાં છે.

દીને ઈસ્લામ એક પૂર્ણ જીવન-વ્યવસ્થા છે, જીવનનું બંધારણ છે, જે સૃષ્ટિના સર્જનહાર અને માલિક અલ્લાહત્આલાએ પોતાના પયગંબરોના માધ્યમથી માનવતાના માર્ગદર્શન માટે મોકલ્યો છે. આ જીવન વ્યવસ્થાની રૂપરેખા અલ્લાહત્આલાના ગ્રંથ કુર્આન-મજીદમાં દર્શાવી દેવામાં આવી છે અને તેનું વ્યવહારૂ રૂપ તેના પયગંબર હઝરત મુહમ્મદ ﷺ ના જીવનથી મળે છે. હવે પ્રશ્ન એ રહી જાય છે કે આ દીનના બંધારણીય સ્વરૂપ - કુર્આન અને તેના વ્યવહારૂ રૂપ પયગંબર હઝરત મુહમ્મદ ﷺ નો હેતુ શું એ જ છે કે તેનો ઉપયોગ માત્ર સવાબ (પુણ્ય) અને 'ઈસાલે સવાબ' માટે કરવામાં આવે ? તેના આદરની રીત માત્ર એ જ છે કે તેને રેશમી કપડામાં લપેટીને ઉંચી જગ્યાએ મૂકી દેવામાં આવે, કે પછી સુખ-દુઃખના પ્રસંગે તેની તિલાવત કરી લેવામાં આવે, અને પયગંબરનું નામ આવતાં ચૂમી લેવામાં આવે ? કદાપિ નહીં !! તેનો હેતુ હરગીજ એ નથી.

દુનિયામાં કરોડોની સંખ્યામાં 'મુસલમાન' નામથી જે સમુદાય વસી રહ્યો છે, તેનો દાવો તો એ છે કે અસલ બંધારણ અને કાનૂન અલ્લાહની કિતાબ અને તેના રસૂલ ﷺ ની સુન્નત છે, પરંતુ વિચિત્ર વાત એ છે કે તેમનો વ્યવહાર આ દાવાથી તદ્દન

વિપરીત છે, અને અલ્લાહ અને તેના રસૂલ ﷺ એ આપેલ બંધારણ અને કાનૂન તેમના વ્યવહારૂ અને સામાજિક જીવનમાં ક્યાંય નજરે પડતો નથી. તેમના ત્યાં વાસ્તવમાં કુર્આન અને સુન્નતે દર્શાવેલ આદેશ અને નિષેધ (કરવાનાં કામો અને ન કરવાના કામો)નું કોઈ મહત્ત્વ નથી. નમાઝ-રોઝા જેવી ફર્ઝ ઇબાદતોની પણ જ્યાં કદર રહી ન હોય, ત્યાં પોતાના વ્યક્તિગત અને સામૂહિક જીવનમાં દીનની સ્થાપનાની વાત જ શું કરવી ? મોટાભાગના મુસલમાનો એ વાતથી જ અજાણ છે કે 'ઇકામતે દીન' છે શું ? અને શું તે પણ કોઈ એવી વસ્તુ છે, જેને તેમના ઉપર ફર્ઝ કરી દેવામાં આવી છે ? તેમને તો અત્યાર સુધી એ જ ખબર છે કે નમાઝ ફર્ઝ છે, રોઝા ફર્ઝ છે, જો તે સાધન-સંપન્ન હોય તો ઝકાત અને હજ્જ ફર્ઝ છે; પણ આ 'ઇકામતે દીન' શું વસ્તુ છે ? તેની ફર્ઝિયતનું રૂપ-સ્વરૂપ શું છે ?

આ જ વિષયની છણાવટ આ નાનકડા પુસ્તકમાં કરવામાં આવી છે, જેમાં મુસલમાનોના આ અનિવાર્ય કર્તવ્યને કુર્આન અને હદીસમાંથી દલીલો દ્વારા હકારાત્મક દૃષ્ટિબિંદુથી સમજાવવામાં આવેલ છે. ઇસ્લામના પ્રખર વિદ્વાન મૌલાના સૈયદ અહમદ ઉરૂજ કાદરી રહ.એ આટલા મહત્ત્વના વિષયને પોતાની આગવી શૈલીમાં સરળ રીતે ઉજાગર કર્યો છે.

**ડૉ. શકીલ અહમદ**
ચેરમેન,
ઇસ્લામી સાહિત્ય પ્રકાશન-ગુજરાત

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ
(શરૂ અલ્લાહના નામથી, જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.)

# પ્રસ્તાવના

ફરીઝએ ઇકામતે દીન (દીનની સ્થાપનાનું અનિવાર્ય કર્તવ્ય) પર એક એવા સંક્ષિપ્ત પુસ્તકની જરૂર અનુભવાઈ રહી હતી, જેને ઓછા સમયમાં વાંચી શકાય અને જેમાં લોકોના વાંધાઓ અને તેના જવાબોને અવગણીને હકારાત્મક રીતે કુર્આન અને સુન્નતની દલીલો આપવામાં આવી હોય. આ જ જરૂરતને પૂરી કરવા માટે આ પુસ્તિકા પ્રસ્તુત કરવામાં આવી રહી છે.

આ પુસ્તિકામાં કુર્આન અને સુન્નતની દલીલો દ્વારા સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે ઇકામતે દીનને ફર્ઝ અમે અમારી મરજીથી નથી કહી રહ્યા, બલ્કે આ એક એવું કર્તવ્ય છે, જે અલ્લાહે તમામ મુસલમાનોને સોંપ્યું છે. આ જ તેમનું અંતિમ લક્ષ્ય છે અને તેમના અસ્તિત્વનો હેતુ પણ છે, અને અમને વિશ્વાસ છે કે આ કર્તવ્યને અદા કરીને જ આપણે આપણા રબની પ્રસન્નતા પ્રાપ્ત કરી શકીએ છીએ. આ જ કારણ છે કે વિરોધ અને મુશ્કેલીઓના અંબારમાં પણ આપણે આપણા આ ઉદ્દેશ્યને ત્યજવા તૈયાર નથી. જો અલ્લાહ આપણાથી ખુશ હોય અને તમામ દુનિયા નારાજ હોય, તો આપણે તેની પરવા ન કરવી જોઈએ. એક વખતે હઝરત મુઆવિયા રદિ.એ હઝરત આઈશા રદિ.ને લખ્યું કે મને કોઈ ટૂંકી શિખામણ લખી મોકલો. તેમણે તેમને નબી ﷺ ની એક હદીસ લખી મોકલી. નબી ﷺ ના ઇરશાદનો સાર એ છે કે –

"અલ્લાહને ખુશ રાખો, ચાહે તેના કારણે આખી દુનિયા તમારાથી નારાજ થઈ જાય."

દુઆ છે કે અલ્લાહતઆલા આ પુસ્તિકાને કબૂલ કરે, મુસલમાનોના દિલોને ખોલી દે અને પોતાના આ હકીર (તુચ્છ) બંદાની ભૂલોથી દરગુજર ફરમાવે, આમીન !

**સૈયદ અહમદ કાદરી**
માસિક 'ઝિંદગી' કાર્યાલય,
રામપુર (યુ.પી.)

# ઈકામતે દીનનો અર્થ

ઈકામતે દીન 'ફર્ઝ' કે 'વાજિબ' (અનિવાર્ય કર્તવ્ય કે આવશ્યક) હોવાની દલીલો પ્રસ્તુત કરતાં પહેલાં જરૂરી છે કે તેનો અર્થ અને સમજૂતી કરી દેવામાં આવે.

'ઈકામતે દીન' માં દીનથી અભિપ્રેત એ દીને-હક્ક (સત્ય ધર્મ) છે, જેને અલ્લાહ રબ્બુલ આલમીન (સૃષ્ટિના સર્જનહાર અને પાલનહાર અલ્લાહ) પોતાના તમામ પયગંબરો દ્વારા વિભિન્ન યુગોમાં અને જુદા-જુદા પ્રદેશોમાં મોકલતો રહ્યો છે, અને જેને અંતિમ અને પૂર્ણ રૂપમાં સમગ્ર માનવતાના માર્ગદર્શન માટે અંતિમ પયગંબર હઝરત મુહમ્મદ ﷺ દ્વારા અવતરિત કર્યો અને જે હવે દુનિયામાં એક માત્ર પ્રમાણભૂત સુરક્ષિત અને અલ્લાહને પ્રિય દીન છે, જેનું નામ ઈસ્લામ છે.

આ દીન મનુષ્યના જાહેર અને છૂપાં તથા તેના જીવનના વ્યક્તિગત અને સામૂહિક પાસાઓને આવરી લે છે; આસ્થાઓ, ઈબાદતો અને આચરણથી લઈને આર્થિક, સામાજિક અને રાજકારણ સુધી માનવ જીવનનો કોઈ એક વિભાગ પણ એવો નથી, જે તેના વર્તુળથી બહાર હોય.

આ દીન, જે રીતે અલ્લાહની પ્રસન્નતા અને આખિરતની સફળતાની બાંહેધરી આપે છે, એ જ રીતે દુનિયાના જીવનની સમસ્યાઓના યોગ્ય ઉકેલ માટે શ્રેષ્ઠતમ્ જીવન-વ્યવસ્થા પણ છે, અને વ્યક્તિગત અને સામૂહિક જીવનનું કલ્યાણકારી અને પ્રગતિશીલ નિર્માણ કેવળ આની સ્થાપનાથી જ સંભવ છે.

આ દીનની સ્થાપનાનો અર્થ એ છે કે કોઈપણ પ્રકારનો વધારો-ઘટાડો કર્યા વિના, ભાગ પાડ્યા વગર અને વિભાજન કર્યા વગર આ સંપૂર્ણ દીનનું નિખાસલતાથી અને શુદ્ધ હૃદયથી અનુસરણ કરવામાં આવે તેમજ આ અનુસરણ દરેક બાજુએથી મોઢું ફેરવીને એકાગ્રતાથી કરવામાં આવે અને તેને માનવ જીવનના વ્યક્તિગત અને સામૂહિક એમ તમામ ક્ષેત્રોમાં એ રીતે લાગૂ અને વર્ચસ્વશાળી કરવામાં આવે કે વ્યક્તિની ઉન્નતિ, સમાજની નવરચના અને રાજ્યનું નિર્માણ બધું આ જ દીન અનુસાર હોય.

જમાઅતે ઈસ્લામી હિંદના બંધારણની આ પરિભાષામાં 'દીન' અને 'ઈકામતે

દીન'નો જે અર્થ વર્ણવવામાં આવ્યો છે, તેનો સાર એ છે કે દીને-ઈસ્લામને તેના તમામ આદેશો અને કાનૂન તથા તેની બધી શિક્ષાઓ અને નિર્દેશોની સાથે સમગ્ર માનવીય જીવનનો દીન બનાવવામાં આવે. જીવનને કેટલાક ભાગો અને વિભાગોમાં વહેંચીને અમુકમાં ઈસ્લામનું અનુસરણ કરવું અને અમુકમાં બિનઈસ્લામનું એ તદ્દન ખોટું છે. જે રીતે મસ્જિદમાં ઈસ્લામના આદેશો પર અમલ કરવો જરૂરી છે, તે જ રીતે બજારોમાં, એસેમ્બલીઓમાં અને પાર્લામેન્ટમાં પણ તેના કાનૂન પર અમલ કરવો આવશ્યક છે. પાર્લામેન્ટમાં બેસીને ઈસ્લામ વિરુદ્ધ કાનૂન બનાવવો અથવા પોતાની મરજીથી ઘડેલ આદેશોને લાગૂ કરવાં અલ્લાહથી વિદ્રોહ કરવું છે, જે આ સમગ્ર સૃષ્ટિનો એકલો બાદશાહ અને સાચો શાસક છે અને જ્યાં સુધી આ વિદ્રોહ સમાપ્ત ન થઈ જાય અને અલ્લાહનો બોલ ઉચ્ચ ન થઈ જાય ઈકામતે દીનનું કર્તવ્ય પૂર્ણ થઈ શકતું નથી.

# ઈકામતે દીનનો આદર્શ નમૂનો

આ દીનની સ્થાપનાનો આદર્શ અને સર્વોત્તમ નમૂનો એ છે જેને હઝરત મુહમ્મદ ﷺ અને ખુલ્ફાએ રાશેદીન (સત્યાભિમુખ ખલીફાઓ) રદિ.એ સ્થાપિત કર્યો.

આ આદર્શ નમૂના માટે خلافت علی منہاج النبوۃ (નબી ﷺ ના સદાચારી નમૂના અનુસાર ખિલાફત) અલ્લાહની હકૂમત અને ઈસ્લામી હકૂમતની પરિભાષાઓ પ્રયુક્ત કરવામાં આવે છે. નબી ﷺ અને ખુલ્ફાએ રાશેદીન રદિ.એ જે શાસન સ્થાપિત કર્યું હતું, તેમાં કોઈ વધારા-ઘટાડા અને વિભાજન વિના આખા દીને-ઈસ્લામનું નિઃસ્વાર્થપણે પાલન કરવામાં આવતું હતું તેમજ વ્યક્તિગત જીવનના તમામ પાસાઓમાં તેને એ રીતે જારી અને લાગૂ કરી દેવામાં આવ્યું હતું કે વ્યક્તિની ઉન્નતિ, સમાજની રચના અને રાજ્યનું નિર્માણ તદ્દન એ જ દીન અનુસાર હતું. આ રાજ્યમાં જઈને દરેક વ્યક્તિ પોતાની ખુલ્લી આંખોથી જોઈ શકતો હતો કે ઈસ્લામી શાસન અને કુર્આની સમાજ કેવો હોય છે અને 'ઈકામતે દીન'નો અર્થ શું છે. જે પ્રમાણે એક ઊભેલા માણસના કદ અને શરીર, શારીરિક બાંધો, રંગ-રૂપ અને ચહેરા-મોહરાને ઓળખવા માટે બે આંખો પૂરતી છે, એ જ પ્રમાણે 'ઈકામતે દીન'નો સાચો અર્થ સમજવા માટે રિસાલતકાળ અને ખિલાફતકાળ પૂરતો છે, જેની વિશાળતા અને તેના બધા રંગ-રૂપ ઈતિહાસના પાનાંઓએ સુરક્ષિત કરી લીધા છે. આ કેવળ આદર્શ નમૂનો જ નથી, બલ્કે ઈકામતે દીનના અનિવાર્ય કર્તવ્યની સ્પષ્ટ દલીલ પણ છે.

# મુસલમાનોના અધઃપતન અને પડતીનું પરિણામ

સેંકડો વર્ષથી મુસલમાનો જે અધઃપતન અને પડતીનો ભોગ બનેલાં છે, તેનું

પરિણામ એ છે કે આજે મુસલમાનો પણ સામાન્ય રીતે દીને-ઇસ્લામને એક જ પ્રમાણે એક મઝહબ (ધર્મ) સમજે છે, જે પ્રમાણે બીજા ધર્મોના અનુયાયીઓ પોતાના ધર્મોને સમજે છે. તેમણે પણ પોતાના દીનને નમાઝ, રોઝા, ઝકાત, હજ્જ, નિકાહ અને તલાક તેમજ વારસો અને એ જ પ્રમાણે અન્ય કેટલાક મામલાઓ સુધી સીમિત કરી દીધો છે. તેમના નજીક વાઅઝ (ધર્મ-પ્રવચન) અને ઉપદેશની મજલિસો, મીલાદ (પયગંબર હઝરત મુહમ્મદ ﷺ વિશેની કથા)ની મહેફિલો તેમજ કલેમા અને નમાઝની તાલીમથી દીન અને ઈમાનના તમામ તકાદાઓ પૂરા થઈ જાય છે. બાકી રહ્યું રાજકારણ અને શાસન, તો તેમણે તેને દુનિયાદારીના ખાનામાં નાખીને તેને દુનિયાદાર લોકો માટે છોડી દીધાં છે. તેમાં ભૂલ સામાન્ય મુસલમાનોની નથી, બલ્કે એ વિશિષ્ટ લોકોની છે, જેમણે તેમના દિમાગોમાં દીને-ઇસ્લામનો આ સીમિત અર્થ ઉતારી અને જમાવી દીધો છે. અલ્લાહનો આભાર છે કે હવે જમાઅતે ઇસ્લામી અને આ પ્રકારનાં અન્ય સંગઠનોની કોશિશો અને મહેનતથી ન માત્ર ભારતમાં, બલ્કે અન્ય દેશોમાં પણ દીને-ઇસ્લામ વિશે આ નિરાધાર દૃષ્ટિકોણ સમાપ્ત થઈ રહ્યો છે અને મુસલમાનો તેને સમગ્ર જીવનની સંપૂર્ણ વ્યવસ્થા અને કાનૂન સમજવા લાગ્યા છે. તેમને કુર્આન-મજીદની આયતો અને રસૂલે-મકબૂલ ﷺ ની હદીસોની દલીલોથી બતાવવામાં આવી રહ્યું છે કે તેમના જીવનનો ઉદ્દેશ્ય અને તેમનું લક્ષ્ય શું છે અને કઈ વસ્તુએ તેમની તમામ કોશિશો અને મહેનતોનું કેન્દ્ર હોવું જોઈએ.

## કુર્આન-મજીદની દલીલો

'ઇકામતે દીન' મુસલમાનો પર ફર્ઝ (અનિવાર્ય કર્તવ્ય) છે અને તેના ફર્ઝ અને વાજિબ (આવશ્યક) હોવાની દલીલોથી કુર્આન ભરપૂર છે. અમે તેની દલીલો સંક્ષિપ્તમાં નીચે કેટલાક મુદ્દાઓ અન્વયે પ્રસ્તુત કરીશું.

(૧) હઝરત આદમ અલૈ.નું સર્જન અને તેમને દુનિયામાં મોકલવાનો હેતુ.
(૨) સૈયદના મુહમ્મદ રસૂલુલ્લાહ ﷺ નો ઉદય અને આપની નુબૂવ્વત અને રિસાલતનો ઉદ્દેશ્ય.
(૩) કુર્આન અને તેનાથી અગાઉનાં આકાશી ગ્રંથો અવતરિત કરવાનો હેતુ.
(૪) અલ્લાહે ઉતારેલ કાનૂન વિરુદ્ધ આદેશ કરનારા અને નિર્ણય કરનારા કાફિર (ઇન્કાર કરવાવાળાં), જાલિમ (અત્યાચારી) અને ફાસિક (અવજ્ઞાકારીઓ, નાફરમાન) છે.
(૫) ચોરોના હાથ કાપી નાખવા અને વ્યભિચારીઓને કોડા મારવાનો હુકમ.
(૬) ઇકામતે દીનના શબ્દની સાથે કુર્આનના સ્પષ્ટ આદેશો.

(૭) દીને-ઇસ્લામને પ્રભુત્વ અપાવવાની કોશિશ કરનારાઓને મદદનું વચન.

(૮) દીનને પ્રભુત્વ અપાવવાની કોશિશમાં ધન ખર્ચ ન કરનારાઓ અને દૂર ભાગવાવાળાઓ વિશેનો હુકમ.

(૯) માનવી અને જિન્નાતોને પેદા કરવાનો હેતુ.

(૧૦) ઉમ્મતે મુસ્લિમાનું લક્ષ્ય અને તેના જીવનનો ઉદ્દેશ્ય.

આ દસ મુદ્દાઓમાંથી દરેક મુદ્દો એ વાતની દલીલ છે કે દીને-ઇસ્લામને પ્રભુત્વ અપાવવું, તેને સ્થાપિત કરવું અને કુર્આનના બધા આદેશોને લાગૂ કરવું તમામ મુસલમાનોની જવાબદારી અને તેમનાં જીવનનું સૌથી મહત્ત્વનું કર્તવ્ય છે.

## પહેલી દલીલ :

આપણે સૌપ્રથમ એ જાણવું જોઈએ કે હઝરત આદમ અલૈ.ને પેદા કરવાનો હેતુ શું હતો ? તેમની હેસિયત શું હતી અને અલ્લાહતઆલાએ તેમને દુનિયામાં કેમ મોકલ્યા હતા ? આપણે સૌ જાણીએ છીએ કે તેઓ દુનિયામાં સૌપ્રથમ મનુષ્ય જ નહિં, બલ્કે અલ્લાહના સૌપ્રથમ પયગંબર પણ હતા. તેથી તેમને દુનિયામાં મોકલવાનો જે ઉદ્દેશ્ય હશે તે તેમના જીવનનું મહત્ત્વનું કર્તવ્ય હોવા અંગે કોઈ સંદેહ નહીં હોય.

હઝરત આદમ અલૈ.ના સર્જનનો હેતુ શું હતો, તેમની હેસિયત શું હતી અને તેમને કયા નિર્દેશો સાથે દુનિયામાં મોકલવામાં આવ્યા હતા, તેનું વિગતવાર વર્ણન સૂરઃ બકરહની આ.૩૦ થી આ.૩૯ સુધી કરવામાં આવ્યું છે. તે આયતો સ્પષ્ટ શબ્દોમાં એ બતાવે છે કે અલ્લાહતઆલાએ તેમને પોતાની ખિલાફત (પ્રતિનિધિત્વ) અને નિયાબત (ઉપનિયુક્તિ, નાયબપદ)ના મહાન કાર્યને પૂરું કરવા દુનિયામાં મોકલ્યા હતા અને આ જ તેમના સર્જનનો હેતુ હતો. આ દુનિયામાં તેમની હેસિયત અલ્લાહના ખલીફા (પ્રતિનિધિ) અને નાયબની હતી. ખિલાફત વિશેની આયતની સમજૂતી કરતાં મૌલાના સદરુદ્દીન ઈસ્લાહી લખે છે :

> ''ખલીફા એ વ્યક્તિને કહે છે, જે કોઈના રાજ્યમાં તેણે સોંપેલા અધિકારોનો તેના નાયબની હેસિયતે ઉપયોગ કરે. ખલીફા માલિક નથી હોતો, બલ્કે મૂળ માલિકનો નાયબ હોય છે. તેના અધિકારો વ્યક્તિગત નહીં, બલ્કે માલિકે આપેલા હોય છે. તેને પોતાની મરજી મુજબ કામ કરવાનો અધિકાર નથી હોતો, બલ્કે તેનું કામ માલિકની મરજીને પૂરું કરવાનું હોય છે. જો તે સ્વયં પોતાને માલિક સમજી બેસે અને પ્રદાન કરેલા અધિકારોને મનમાની રીતે ઉપયોગ કરવા લાગે અથવા મૂળ માલિક સિવાય કોઈ અન્યને માલિક માનીને તેની મરજીનું અનુસરણ કરે અને

તેનું આજ્ઞાપાલન કરવા લાગે, તો આ બધું નિમકહરામી (કૃતઘ્નતા), બેવફાઈ અને વિદ્રોહના કામ હશે.

આ આયત બતાવે છે કે માનવી આ ધરતી પર અલ્લાહનો ખલીફા છે. આ ખિલાફતનો હોદ્દો તેની મહાનતાના તાજનું એવું ચમકતું મોતી છે, જે અન્ય કોઈપણ સર્જનને આપવામાં આવ્યું નથી. તેથી જ અલ્લાહ-તૂઆલાએ પોતાની નેઅ્મતો (બક્ષિસો, ઇનામો)ની યાદીના વર્ણનમાં આ અનુપમ નેઅ્મતનો ઉલ્લેખ પણ વિશિષ્ટ રીતે કર્યો. પછી તેના જ તરફથી ફરિશ્તાઓની સામે આદમના સર્જન પહેલાં જ પોતાના ઇરાદાનો ઉલ્લેખ, અને તે પણ આ જ ખિલાફતના હોદ્દાનું નામ લઈને, અસાધારણ મહત્ત્વ ધરાવે છે. કદાચ, મનુષ્ય તરીકેના ગૌરવ અને શ્રેષ્ઠતાની આનાથી વધારે ઉચ્ચ કલ્પના બીજી કોઈ હોઈ શકતી નથી. હવે જે રીતે માનવીનું પોતાના સ્થાનને ન ઓળખવું અને પોતાની અવમાનના છે કે તે એ સર્જનોના આગળ માથું ઝુકાવી દે, જેના પર તેને અલ્લાહના નાયબપદની માલિકી અને શાસન કરવાનું સ્થાન આપવામાં આવ્યું છે, એ જ રીતે તેની એ આત્મવંચના અને અપ્રમાણિકતા અને કૃતઘ્નતા (નિમકહરામી) હશે કે તે પોતાના મૂળ માલિકની મરજીથી બેપરવા થઈને મનમાની રીતે જીવન વિતાવવા લાગે.

આ સંદર્ભમાં મનુષ્યની હકીકત અને સૃષ્ટિમાં તેની મૂળ હકીકત બરાબર બતાવી દેવામાં આવી છે અને માનવ-જાતના ઇતિહાસનું એ પ્રકરણ વર્ણવી દેવામાં આવ્યું છે, જેને જાણવાનું કોઈ બીજું સાધન માનવી પાસે નથી. આ પ્રકરણથી જે મહત્ત્વના પરિણામો મળે છે, તે એ પરિણામોથી વધારે કીમતી અને કલ્યાણકારી છે, જે જમીનના પેટાળમાંથી વિખરાયેલા હાડકાઓ કાઢીને અને તેમને કલ્પનાઓ અને અટકળોથી સંલગ્ન કરીને મેળવવાનો પ્રયાસ કરવામાં આવે છે.''[૧]

મૌલાના અબ્દુલ માજિદ દરિયાબાદી (રહ.) પોતાની કૃતિ 'તફસીરુલ કુર્આન'માં લખે છે :

> ''અને ખલીફતુલ્લાહ (અલ્લાહનો ખલીફા) એ છે જે જમીન પર અલ્લાહની શરીઅતનું શાસન સ્થાપિત કરે.''[૨]

૧. તફસીરુલ કુર્આન, ઝિંદગી, ભા-૫, આ-૨, ડિસેમ્બર-૧૯૫૦.
૨. અબ્દુલ માજિદ દરિયાબાદી, તફસીરે માજિદી, ભા-૧, પૃ. ૬૫, જમાલ પ્રિ. પ્રેસ, દિલ્હી.

આપણા અગાઉના મુફસ્સિરો (કુર્આનનાં ભાષ્યકારો)એ આના વિશે જે કંઈ લખ્યું છે, અમે અહીં કેવળ તેના અનુવાદની નોંધ કરીએ છીએ. ઇમામ બગવી (ઇમામ હુસૈન બિન મસઊદ અલ-બગવી, મૃ. ૫૧૬ હિ.) પોતાની તફસીર 'મઆલિમ અત્-તન્ઝીલ'માં લખે છે :

> "અને સાચી વાત એ છે કે હઝરત આદમ (અલૈ.) અલ્લાહની ધરતી પર તેના આદેશોની સ્થાપના કરવા અને તેના નિર્ણયોને લાગૂ કરવા માટે અલ્લાહના ખલીફા હતા."

'તફસીર અલ-ખાઝિન' (લે. ઇમામ અલી બિન મુહમ્મદ બિન ઇબ્રાહીમ અલ-બગદાદી અલ-ખાઝિન)માં આનું સમર્થન આ શબ્દોમાં કરવામાં આવ્યું છે :

> "અને સાચી વાત એ છ કે હઝરત આદમ (અલૈ.)ને ખલીફા એટલા માટે કહેવામાં આવ્યા કે તેઓ અલ્લાહની ધરતી પર તેની હદોની સ્થાપના કરવા અને તેના નિર્ણયોને લાગૂ કરવા માટે અલ્લાહના ખલીફા હતા."

ખલીફાની સમજૂતી 'જલાલૈન' ('તફસીર અલ્-જલાલૈન, ઇમામ જલાલુદ્દીન અલ-મહલ્લી, જલાલુદ્દીન અસ્-સુયૂતી) માં આ પ્રમાણે છે :

> "તે ધરતી પર મારા હુકમોને લાગૂ કરવામાં મારો નાયબ રહેશે અને તે ખલીફા આદમ છે."

'તફસીર અલ-બેઝાવી' (અબ્દુલ્લાહ બિન ઉમર અશ્-શાફઈ અલ-બેઝાવી, મૃ. ૧૨૮૬)માં આ પ્રમાણે છે :

> "અને ખલીફા એને કહે છે, જે બીજાનો નિયુક્ત કરેલ અને તેનો નાયબ હોય અને આનાથી અભિપ્રેત આદમ અલૈ. છે; એટલા માટે કે તેઓ ધરતી પર અલ્લાહના ખલીફા હતા અને એ જ પ્રમાણે દરેક નબી અલ્લાહના ખલીફા હતા. અલ્લાહે તમામ અંબિયા (પયગંબરો)ને ધરતીની આબાદી, લોકોના મામલાઓના હલ, તેમના હૃદયોની શુદ્ધિ અને પૂર્તિ અને તેમના ઉપર અલ્લાહના આદેશોને લાગૂ કરવા ખલીફા બનાવવામાં આવ્યા હતા; એટલા માટે નહીં કે અલ્લાહ કોઈ નાયબનો મોહતાજ છે, બલ્કે એટલા માટે કે જે લોકો પર તેણે પોતાનો નાયબ નિયુક્ત કર્યો તે કોઈપણ પ્રકારના માધ્યમ વગર તેના મામલાઓ અને તેની કૃપાઓને સ્વીકારવાની યોગ્યતા ધરાવતા નહોતા."

આ જ પ્રકારની વાત 'તફસીર રુહુલ મા'ની' (અલ્લામા મહમૂદ ઇબ્ને

અબ્દુલ્લાહ અલ-હુસૈની અલ-આલુસી અલ-બગદાદી અલ-હનફી)માં પણ છે, જેના આરંભિક શબ્દો આ પ્રમાણે છે :

> ''આદમ (અલૈ.) ધરતી પર અલ્લાહના ખલીફા હતા અને એ જ પ્રમાણે તમામ અંબિયા (અલૈ.) અલ્લાહના ખલીફા હતા.''

આદરણીય મુફસ્સિરો (કુર્આનનાં ભાષ્યકારો)ની આ નોંધોથી પૂરેપૂરી સ્પષ્ટતા સાથે જાણવા મળે છે કે ન માત્ર હઝરત આદમ અલૈ., બલ્કે તમામ અંબિયાએ કિરામ (અલૈ.)ને ધરતીમાં ખિલાફત પ્રદાન કરવામાં આવી હતી, તેનો ઉદ્દેશ્ય એ હતો કે –

> ''(૧) ધરતીની આબાદી, (૨) લોકો માટે રાજકીય કામોને પૂરા કરવા (અર્થાત્ તેમના તમામ મામલાઓનો પ્રબંધ અને ઉપાય), (૩) તેમના હૃદયોની પૂર્ણ શુદ્ધિ, (૪) અલ્લાહના શરઈ ફેંસલાઓને લાગૂ કરવા અને અલ્લાહની હદોની સ્થાપના.''

અમે ઉપર જમાઅતે ઈસ્લામી હિંદના બંધારણના હવાલાથી 'ઈકામતે દીન'નો જે અર્થ અને સમજૂતી સ્પષ્ટ કરી છે, તે આના સિવાય બીજું શું છે ? (કુર્આનના) આદરણીય ભાષ્યકારો દ્વારા આ ચાર મુદ્દાઓને આવરી લઈને જે કંઈ કહેવામાં આવ્યું છે, તેનાથી માનવીય જીવનનો કયો વિભાગ બહાર છે ? મુસલમાનો પર ઈકામતે દીન (દીનની સ્થાપના)ના ફર્ઝ અને વાજિબ હોવાની આનાથી મોટી દલીલ બીજી કઈ હોઈ શકે છે ? જે કાર્ય માનવીના સર્જનનો હેતુ અને તેના અસ્તિત્વનો ઉદ્દેશ્ય હોય, તે પણ તેના ઉપર ફર્ઝ ન હોય તો છેવટે કયું કાર્ય તેના ઉપર ફર્ઝ હશે ?

સૂરઃ બકરહની આ. ૩૦ وَإِذْ قَالَ رَبُّكَ لِلْمَلَائِكَةِ إِنِّي جَاعِلٌ فِي الْأَرْضِ خَلِيفَةً[1] સિવાય 'ખલીફા' શબ્દ એક અન્ય જગ્યાએ પણ કુર્આનમાં આવ્યો છે.

يَا دَاوُودُ إِنَّا جَعَلْنَاكَ خَلِيفَةً فِي الْأَرْضِ فَاحْكُمْ بَيْنَ النَّاسِ بِالْحَقِّ
وَلَا تَتَّبِعِ الْهَوَىٰ فَيُضِلَّكَ عَنْ سَبِيلِ اللَّهِ

''હે દાઉદ ! અમે ધરતી પર તમને પોતાનો ખલીફા બનાવ્યો છે, તેથી તમે લોકોમાં સત્ય અને ન્યાયની સાથે શાસન કરો અને પોતાની ઈચ્છાનું અનુસરણ ન કરો, નહિં તો તે તમને અલ્લાહના માર્ગથી ભટકાવી દેશે.'' (કુર્આન, સૂરઃ સોદ, આ.૨૬)

આ આયતમાં અલ્લાહે સ્પષ્ટતાપૂર્વક હઝરત દાઉદ અલૈ.ને પોતાના ખલીફા અને નાયબ કહ્યા છે અને તેનો હેતુ પણ એ જ વર્ણવ્યો છે કે તેઓ અલ્લાહે ઉતારેલ ન્યાય

૧. ''જ્યારે તમારા રબે ફરિશ્તાઓને કહ્યું હતું કે "હું ધરતી પર એક ખલીફા બનાવવાનો છું."

અને ઈન્સાફના કાનૂન અનુસાર શાસન કરે અને મામલાઓનો ફેંસલો સંભળાવે. — આમ તો સર્જનના આશયાનુસાર તો દરેક મનુષ્ય અલ્લાહનો ખલીફા છે, પરંતુ આ મહાન હોદ્દાની નિશ્ચિત પ્રકૃતિ એ તકાદો કરે છે કે આ હોદ્દો, ગુણોની સાથે શરતી હોય, બિનશરતી ન હોય. તેના યોગ્ય અને જાયઝ (કાયદેસર) હક્કદાર એ જ લોકો હોય, જેઓ અલ્લાહની ખિલાફતના હક્કને વફાદારીની સાથે અદા કરે અને જે લોકો આ હક્કને અદા ન કરે, તેઓ અલ્લાહના ખલીફા નહીં, બલ્કે તેના વિદ્રોહી અને નિમકહરામ છે. જ્યારે નેક અને ભલા મોમિનો જ અલ્લાહની ખિલાફતના અધિકારી છે, તો તેમના હોદ્દાનો ચોક્કસપણે એ તકાદો છે કે તે બીજા પતનગ્રસ્ત લોકોને વિદ્રોહ અને નિમકહરામીની ગર્તામાંથી ઉપર ઉઠાવીને-કાઢીને તેમને અલ્લાહની ખિલાફતના શિખરે પહોંચાડવાની તનતોડ કોશિશ કરે. ઉપરની વિગતથી એ વાત સ્વયં જાહેર થઈ રહી છે કે અલ્લાહત્આલાએ પોતાના આજ્ઞાંકિત બંદાઓને જે સેવાકાર્ય સોંપ્યું છે, તે એક એવી વ્યવસ્થાનો તકાદો કરે છે, જેનો પાયો અલ્લાહના નાયબપદની વિચારધારા પર મૂકવામાં આવ્યો હોય, કેમ કે તેના વગર આ સેવાકાર્ય સારી રીતે અદા થઈ શકતું નથી.

**બીજી દલીલ :**

સૈયદના મુહમ્મદ ﷺ ને પણ એટલા માટે મોકલવામાં આવ્યા હતા કે તેઓ સત્ય-દીનને તમામ જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવી દે. આની સ્પષ્ટતા સૂરઃ તૌબાની આ. ૩૩, સૂરઃ સફ્ફની આ.૯ અને સૂરઃ ફત્હની આ.૨૮ માં છે. હું અહીં સૂરઃ ફત્હની આયતનો ઉલ્લેખ કરું છું.

هُوَ الَّذِيْٓ اَرْسَلَ رَسُوْلَهٗ بِالْهُدٰى وَدِيْنِ الْحَقِّ لِيُظْهِرَهٗ
عَلَى الدِّيْنِ كُلِّهٖ ۭ وَكَفٰى بِاللّٰهِ شَهِيْدًا ۝

"એ જ છે, જેણે પોતાના રસૂલને માર્ગદર્શન અને સત્ય-દીન આપીને મોકલ્યા, જેથી તેઓ તેને તમામ જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવી દે અને (આ હકીકત પર) અલ્લાહની સાક્ષી પૂરતી છે."

સૂરઃ તૌબા અને સૂરઃ સફ્ફની આયતોનો અંતિમ ટુકડો وَلَوْ كَرِهَ الْمُشْرِكُوْنَ છે અને સૂરઃ ફત્હનો અંતિમ ટુકડો وَكَفٰى بِاللّٰهِ شَهِيْدًا છે. આ બંને આયતોમાં એ વાત કહેવામાં આવી છે કે સત્ય-દીનનું પ્રભુત્વ મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ) અને કાફિરો (વિરોધીઓ)ને ચાહે ગમે તેટલું અસહ્ય કેમ ન હોય, અમે અમારા રસૂલ (ઈશદૂત)ને આ જ હેતુ માટે મોકલ્યા છે અને સૂરઃ ફત્હના અંતિમ ટુકડામાં એ બતાવવામાં આવ્યું છે કે મુહમ્મદ ﷺ ને મોકલવા પાછળના હેતુ અને આશય પર અલ્લાહની સાક્ષી પૂરતી

છે. હવે જો આખી દુનિયા મળીને પણ એમ કહે કે મુહમ્મદ ﷺ ને મોકલવાનો ઉદ્દેશ્ય આ નહોતો, તો તેમની વાત સાંભળવામાં નહીં આવે. સૂરઃ તૌબાની આ. ૩૩ અંગે 'તફહીમુલ કુર્આન'માં લખવામાં આવ્યું છે કે –

> ''દીનનો શબ્દ, જેમ કે અમે અગાઉ બતાવી ચૂક્યા છીએ, અરબી ભાષામાં એ જીવન-વ્યવસ્થા કે જીવન-પદ્ધતિ માટે પ્રયુક્ત થાય છે, જેને સ્થાપિત કરનારને 'સનદ' (Testimonial, સનંદ) અને 'મુતાઅ' (One who is obeyed, જેની આજ્ઞાનું પાલન કરવામાં આવે) સ્વીકાર કરીને તેનું અનુસરણ કરવામાં આવે. આમ, રસૂલને મોકલવાનો હેતુ આ આયતમાં એ દર્શાવવામાં આવ્યો છે કે જે માર્ગદર્શન અને સત્ય-દીનને તે અલ્લાહની તરફથી લઈને આવ્યા છે, તેને 'દીન'ના પ્રકારની તમામ પદ્ધતિઓ અને વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવી દે. બીજા શબ્દોમાં રસૂલને ક્યારેય એ કામ માટે મોકલવામાં નથી આવ્યા કે જે જીવન-વ્યવસ્થા લઈને તેઓ આવ્યા છે તે કોઈ બીજી જીવન-વ્યવસ્થાને તાબે અને તેના આધીન થઈને અને તેણે આપેલ છૂટછાટો અને અવકાશોમાં સમેટાઈને રહે, બલ્કે તે ધરતી અને આકાશોના બાદશાહના પ્રતિનિધિ બનીને આવે છે અને પોતાના બાદશાહની સત્ય વ્યવસ્થાને વર્ચસ્વશાળી જોવા માગે છે. જો કોઈ બીજી જીવન-વ્યવસ્થા દુનિયામાં રહે પણ, તો તેણે ઈશ્વરીય વ્યવસ્થાએ બક્ષેલ છૂટછાટોમાં સમેટાઈને રહેવું જોઈએ, જેમ કે જિઝયા અદા કરવાની સ્થિતિમાં જિમ્મીઓની જીવન-વ્યવસ્થા બાકી રહે છે.'' (ભા-૨, પૃ. ૧૯૦)

હુઝૂર ﷺ ને મોકલવાના આ ઉદ્દેશ્યને શાહ વલીઉલ્લાહ મુહદ્દિસ દહેલ્વી રહ.એ પોતાના પુસ્તક 'હુજ્જતુલ્લાહ અલ-બાલિગા' અને 'ઈઝાલતુલ-ખફા'માં વારંવાર જુદી-જુદી જગ્યાએ દર્શાવ્યું છે. આ આયતનો હવાલો આપ્યા વગર પણ લખ્યું છે અને આ આયત પ્રસ્તુત કરીને પણ લખ્યું છે. એક જગ્યાએ તેમણે અલ્લાહની એ સુન્નત (રીત) પ્રસ્તુત કરી છે કે કેવી રીતે તે વિદ્રોહી અને નિમકહરામ કોમોને આધીન અને તબાહ કરતો રહે છે. આ વર્ણનમાં તેમણે હુઝૂર ﷺ ને મોકલવાના હેતુ અને અસત્ય જીવન-વ્યવસ્થાઓની પરાધીનતા પર આ પ્રમાણે પ્રકાશ પાડ્યો છે :

وآں وضع خاص ظہور دین ایشاں است بر ادیان ہمہ آں در ضمن

کتب حامیان ادیان و داعیان آنہا بقتل و سبی و نہب و اخذ خراج

وجزیہ وازالہ دولت وشوکت ایشاں وپائمال بے مقدار ساختن ایشاں داایں وضعِ خاص دراصل بعثت آں حضرت صلی اللّٰہ علیہ و سلم ملفوف شدو بعثت آں جناب متضمن آں صورت گشت فذالک قوله تعالیٰ هو الذی ارسل رسوله بالهدیٰ ودین الحق لیظهره علی الدین کلّه ولو کره المشرکون. وقوله صلی اللّٰه علیه وسلم انما بعثتک لا بتلیک وابتلی بک.

''અને તે ખાસ ઢંગથી અને રીત વડે આપના દીનને બીજી અસત્ય જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવવાનું છે, એ રીતે કે આ અસત્ય જીવન-વ્યવસ્થાઓના સમર્થકો અને પ્રચારકોને કતલ અને કેદ કરવામાં આવે. તેમનાથી ખિરાજ (મહેસૂલ) અને જિઝયા (ટેક્ષ) વસૂલ કરવામાં આવે. તેમની હકૂમતો અને શાનોશૌકતને સમાપ્ત અને તેમને પાયમાલ અને અપમાનિત કરી દેવામાં આવે; અને આ ખાસ રીત આપને મોકલવાના મૂળ કારણોમાંથી છે અને આંહુઝૂરનો ઉદય આ ખાસ પદ્ધતિ પર આધારિત હતો અને આ જ અર્થ છે આ આયતનો — 'એ જ છે જેણે પોતાના રસૂલને માર્ગદર્શન અને સત્ય-દીન સાથે મોકલ્યો, જેથી તેને તમામ જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવી દે, ચાહે આ મુશ્રિકોને ગમે તેટલું અસહ્ય હોય.' અને આ જ મતલબ છે હુઝૂર ﷺ ની એ હદીસે-કુદસીનો કે મેં તમને એટલા માટે મોકલ્યા છે કે તમને અજમાવું અને તમારા દ્વારા બીજા લોકોની અજમાયશ કરું.''

આ જ આયત પર ચર્ચા કરતાં શાહ સાહેબે એ પણ લખ્યું છે કે —

''જાણી લેવું જોઈએ કે આ આયતની સાચી સમજૂતી એ છે કે એ દરેક પ્રકારનું પ્રભુત્વ જે સત્ય-દીનને પ્રાપ્ત થાય, તે તમામ لیظهره علی الدین کله માં સામેલ છે અને તે મહાનતમ્ પ્રભુત્વ જે કિસરા (ઇરાની એમ્પાયરનો રાજા) અને કૈસર (રોમન એમ્પાયરનો રાજા)ની હકૂમતોને છિન્નભિન્ન કરવાના કારણે પ્રાપ્ત થાય, તે સૌપ્રથમ આ કલેમામાં સામેલ છે અને આ એ મોટા મરતબા અને દરજ્જાના ધ્વજવાહક ખલીફાઓ હતા (રદિ.)

આ મહાન વ્યક્તિઓની કોશિશો આંહઝરતને મોકલવાના તકાદા અને તેના અંદર સામેલ હતી."[1]

કેટલાક એ લોકો જેઓ દીનના પ્રભુત્વને અશક્ય માને છે અથવા તે અંગેની કોશિશથી દૂર ભાગે છે, આ આયત વિશે એવું કહે છે કે આમાં જે કંઈ કહેવામાં આવ્યું છે તે હુઝૂર ﷺ ની સાથે જ સમાપ્ત થઈ ગયું. હવે આ પ્રકારની કોશિશ કરવાની જવાબદારી આપણી રહેતી નથી. તેમની આ માનસિકતાનો જવાબ પણ શાહ સાહેબના લખાણોમાં મોજૂદ છે, તેઓ લખે છે :

> "અલ્લાહતઆલાએ માર્ગદર્શન અને સત્ય-દીન આંહઝરત ﷺ પર અવતરિત કર્યા અને આપ ﷺ એ સહાબાએ કિરામ રદિ. સુધી તેને પહોંચાડ્યો. સહાબા રદિ.એ આપના હેતુ અને આશયને બરાબર સમજી લીધા અને પછી તેને તાબેઈન સુધી પહોંચાડ્યો અને આ જ રીતે એક કાળથી બીજા કાળ સુધી તે હેતુ એકથી બીજા પાસે પહોંચતો આવી રહ્યો છે; એટલા માટે કે અલ્લાહની મરજી એ નહોતી કે કેવળ આંહઝરત ﷺ ને તાલીમ આપી દેવામાં આવે અને ન એ હતી કે સાંભળવાવાળા આ પ્રચારના હેતુને સમજે કે ન સમજે, આપ ﷺ એ પ્રચારની આ જવાબદારી પૂરી કરી દીધી, બલ્કે હેતુ વાસ્તવમાં સત્ય-દીનનું ફેલાઈ જવું અને તેનું પ્રભુત્વ છે, એક જમાના પછી બીજા જમાનામાં અને પછી ત્રીજા જમાનામાં અને એ જ પ્રમાણે આગળ."[2]

હઝરત શાહ સાહેબે પોતાના વિશ્વપ્રસિદ્ધ પુસ્તક 'હુજ્જતુલ્લાહ અલ-બાલિગા'માં વિભિન્ન પ્રકરણોમાં જુદી-જુદી રીતે વારંવાર આ હકીકતને દોહરાવી છે કે અલ્લાહતઆલા અંબિયાએ કિરામને ઇકામતે દીન માટે જ મોકલતો રહ્યો છે અને તેણે સૈયદના મુહમ્મદ ﷺ ને પણ આ જ કામ માટે મોકલ્યા હતા કે તેઓ સત્ય-દીનને અસત્ય જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવી દે. 'અબ્વાબુલ ઈમાન' પ્રકરણમાં તેઓ લખે છે—

> اعلم ان النبی صلی اللّٰہ علیه و سلم لما کان مبعوثا الی الخلق عاما لیغلب دینہٗ علی الادیان کلها بعزیز وذل ذلیل حصل فی دینه انواع من الناس فوجب التمیز بین الدین یدینون دین الاسلام و دین غیرھم.

1. ઇઝાલતુલખફા, ભા-૧, પૃ. ૪૬
2. ઇઝાલતુલખફા, ભા-૧, પૃ. ૪૬

"જાણી લો કે નબી ﷺ ને તમામ સર્જનો તરફ મોકલવામાં આવ્યા છે, જેથી પોતાના દીનને તમામ ધર્મો અને જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવી દે, પ્રતિષ્ઠાવાળાની પ્રતિષ્ઠા સાથે અને અપમાનિતના અપમાનની સાથે; તેથી આપના દીનમાં જુદા-જુદા પ્રકારના લોકો પ્રવેશી ગયા, તેથી જરૂરી લાગ્યું કે મુસલમાનો અને બિનમુસ્લિમો દરમ્યાન અંતર કરવામાં આવે."[1]

એક અન્ય જગ્યાએ તેઓ જિહાદની જરૂરત અને ફઝીલત (શ્રેષ્ઠતા) પર પ્રકાશ પાડતાં લખે છે –

اعلم ان النبی صلی اللّٰہ علیه و سلم بعث بالخلافة العامة وغلبة دینه علیٰ سائر الادیان لا یتحقق الا بالجهاد واعداد الألة فاذا اترکوا الجهاد واتبعوا اذناب البقر احاط بهم الذل وغلب اهل سائرا لادیان.

"જાણી લો કે નબી ﷺ સાર્વત્રિક ખિલાફત માટે મોકલવામાં આવ્યા હતા અને આપના દીનનું બીજા ધર્મો અને જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ મેળવવું જિહાદ અને જિહાદના સામાન વગર સંભવ નથી, તો જ્યારે તેઓ જિહાદનો ત્યાગ કરે અને બળદોના પૂંછડાઓના પાછળ લાગી જાય (અર્થાત્ તેઓ માત્ર રોજગારી મેળવવામાં મગ્ન થઈ જાય અને જિહાદથી ગાફેલ થઈ જાય) તો અપમાન તેમને ઘેરી લેશે અને બીજા ધર્મોવાળાં અને જીવન-વ્યવસ્થાવાળાં તેમના પર વર્ચસ્વ પ્રાપ્ત કરી લેશે."[2]

ચર્ચા લાંબી થઈ જવાના ભયથી અમે આ પ્રકારની અન્ય નોંધોનો ઉલ્લેખ અહીં કરતા નથી. જે નોંધોનો અહીં ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેનાથી પણ સ્પષ્ટ થઈ જાય છે કે શાહ વલીઉલ્લાહ મુહદ્દિસ દેહલ્વી રહ.એ પૂરેપૂરાં નિર્ધાર અને વિશ્વાસની સાથે એ હકીકત વર્ણવી છે કે નબી ﷺ ના ઉદયનો હેતુ સત્ય-દીનને તમામ ધર્મો અને જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવવાનો હતો. આપણે મુસલમાનો માટે ઇકામતે દીન (દીનની સ્થાપના)ના ફર્ઝ અને વાજિબ હોવાની આ સૌથી મોટી દલીલ છે કે આપણે જે રસૂલની ઉમ્મત છીએ, તેમને મોકલવાનો હેતુ જ ઇકામતે દીન હતો.

૧. ઇઝાલતુલખફા, ભા-૧, પૃ. ૪૬
૨. હુજ્જતુલ્લાહ અલ-બાલિગા, મિસર (ઇજિપ્ત), ભા-૧, પૃ. ૧૬૨

### ત્રીજી દલીલ :

અલ્લાહતઆલા પોતાના રસૂલો (ઈશદૂતો)ને જે માર્ગદર્શન અને સત્ય-દીન સાથે મોકલતો હતો, તેનું ઉદ્‌ગમ અને સ્રોત એ ગ્રંથો હતા, જે તેમના પર અવતરિત કરવામાં આવતા હતા અને સત્ય-દીનને અસત્ય ધર્મો અને જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવવા અને તેને સ્થાપિત કરવાનો અર્થ એ થતો હતો કે અલ્લાહતઆલાના આ સત્ય-ગ્રંથને સ્થાપિત અને લાગૂ કરવામાં આવે. આ ગ્રંથોના અવતરિત કરવાનો હેતુ એ હતો કે માનવીએ નાઈન્સાફી અને અતિરેક તેમજ પોતાની મનેચ્છાઓ હેઠળ દીન (ધર્મ)માં જે મતભેદો ઊભા કરી દીધા છે, તેને દૂર કરવામાં આવે. તેણે શિર્ક (અનેકેશ્વરવાદ) અને કુફ્ર (ઇન્કાર) તેમજ ગુનાઓની જે વ્યવસ્થા ઊભી કરી દીધી છે, તેને સમાપ્ત કરીને નવેસરથી તૌહીદ (એકેશ્વરવાદ) અને ઈમાન (વિશ્વાસ) અને આજ્ઞાપાલનની વ્યવસ્થા સ્થાપિત કરવામાં આવે; અને તેને અંધકારમય ઘાટીઓમાંથી કાઢીને સત્ય-દીનના સીધા અને પ્રકાશિત રાજ-માર્ગ પર પાછો લાવવામાં આવે. આ ગ્રંથોની હેસિયત સૃષ્ટિના સુલતાનના ફરમાનો જેવી હતી, જેના પર ઈમાન લાવવું અને તેના પર અમલ કરવો રસૂલો (ઈશદૂતો) પર પણ અનિવાર્ય હતું અને એ લોકો પર પણ જેના માર્ગદર્શન માટે તેમને મોકલવામાં આવ્યા હતા. રસૂલો આવતા રહ્યા અને ગ્રંથો અવતરિત થતા રહ્યા, ત્યાં સુધી કે એ સમય આવી ગયો કે હવે અલ્લાહના અંતિમ રસૂલ અને નબીને મોકલવામાં આવે અને તેનો અંતિમ ગ્રંથ પણ અવતરિત થાય. અલ્લાહના એ અંતિમ નબી અને રસૂલ સૈયદના મુહમ્મદ ﷺ છે અને તેનો અંતિમ ગ્રંથ કુર્આન-મજીદ છે. હવે કયામત સુધી આ જ ગ્રંથ સત્ય અને અસત્ય વચ્ચે ભેદ કરવાવાળી કસોટી છે અને આ જ એ ફુરકાન (સત્ય-અસત્ય દરમ્યાન કસોટી) છે, જેના આદેશો તમામ માનવતા માટે અનુસરણને પાત્ર છે. જ્યારે તૌરાતનું અવતરણ થયું હતું તો તેની સ્થાપનાનું નામ 'ઇકામતે દીન' હતું અને જ્યારે ઇંજિલ અવતરિત થઈ હતી તો તેની સ્થાપનાનું નામ પણ 'ઇકામતે દીન' હતું. હવે કયામત સુધી કુર્આનની સ્થાપનાનું નામ પણ 'ઇકામતે દીન' છે. સ્વયં કુર્આને એહલે કિતાબ (જેમના ઉપર ગ્રંથો અવતરિત થયા હતા, મહદઅંશે યહૂદીઓ અને ખ્રિસ્તીઓ) વિશે કહ્યું છે :

وَلَوْ أَنَّهُمْ أَقَامُوا التَّوْرَاةَ وَالْإِنْجِيلَ وَمَا أُنْزِلَ إِلَيْهِمْ
مِنْ رَبِّهِمْ لَأَكَلُوا مِنْ فَوْقِهِمْ وَمِنْ تَحْتِ أَرْجُلِهِمْ

"અને જો તેઓ તૌરાત અને ઇંજિલ અને જે કંઈ તેમના રબ તરફથી તેમના પર અવતરિત થયું છે તેને કાયમ રાખતા તો રોજી તેમના ઉપરથી વરસતી અને નીચેથી ઉભરાતી." (કુર્આન, સૂરઃ માઈદા, આ.૬૬)

આ આયતમાં તૌરાત અને ઇંજિલની સ્થાપનાનો અર્થ એ છે કે જો એહલે કિતાબ સચ્ચાઈ અને સદાચારની સાથે એ દીન (ધર્મ)ના અનુસરણ પર કાયમ રહેતા, જે તૌરાત અને ઇંજિલ અને અન્ય આકાશી ગ્રંથોમાં છે અને તેને પોતાના જીવનમાં વ્યવહારૂ બંધારણ બનાવી રાખતા, તો આ દુનિયામાં પણ રોજી દરેક બાજુથી તેમના ઉપર વરસતી અને ઉભરતી — પછી આ જ સૂરઃમાં આગળ આ. ૬૮માં એહલે કિતાબને સંબોધતાં જે વાત કહેવામાં આવી છે તેના પર વિચાર કરો કે ફક્ત તેમના માટે જ નહીં, બલ્કે આપણા માટે પણ તે કેટલી મહત્ત્વની છે :

قُلْ يَٰٓأَهْلَ ٱلْكِتَٰبِ لَسْتُمْ عَلَىٰ شَىْءٍ حَتَّىٰ تُقِيمُوا۟ ٱلتَّوْرَىٰةَ
وَٱلْإِنجِيلَ وَمَآ أُنزِلَ إِلَيْكُم مِّن رَّبِّكُمْ ۗ

"કહી દો કે હે એહલે કિતાબ ! તમે કોઈ માર્ગ ઉપર નથી, જ્યાં સુધી તમે તૌરાત અને ઇંજિલને સ્થાપિત ન કરો અને તેને સ્થાપિત ન કરો જે તમારા રબ તરફથી તમારા ઉપર અવતિરત થયું છે."

(કુર્આન, સૂરઃ માઈદા, આ.૬૮)

કુર્આનનાં ઘણાં ભાષ્યકારોના નજીક وَمَآ أُنزِلَ إِلَيْكُم مِّن رَّبِّكُمْ ۗ થી અભિપ્રેત કુર્આન-અઝીમ છે. આનો અર્થ એ થયો કે એહલે કિતાબથી જે વાત કહેવામાં આવી છે, તે એ છે કે જ્યાં સુધી તમે તૌરાત અને ઇંજિલ તેમજ કુર્આનની સ્થાપના નહીં કરો ત્યાં સુધી તમે ધાર્મિક રીતે કંઈ જ નથી અને તમારું ધાર્મિક જીવન શૂન્ય અને માત્ર નિષ્પ્રાણ છે. સ્પષ્ટ વાત એ છે કે તૌરાત અને ઇંજિલ અને ત્યારબાદ જયારે કુર્આન અવતરિત થયું, તો તેના પર ઈમાન લાવીને તેની સ્થાપના, અર્થાત્ તેના તમામ આદેશોનું નિખાલસતાથી પાલન કરવું તેમના પર અનિવાર્ય છે અને આ જ અનિવાર્યતાને ત્યજી દેવાને કારણે તેમનું ધાર્મિક જીવન નિષ્પ્રાણ માત્ર બની ગયું છે. જો તેમના ઉપર અલ્લાહના ગ્રંથની સ્થાપના ફર્ઝ (અનિવાર્ય કર્તવ્ય) ન હોત તો لَسْتُمْ عَلَىٰ شَىْءٍ કહેવું કોઈપણ રીતે સાચું ન હોત. અન્ય દલીલો ઉપરાંત, આ આયત પણ એ વાતની રદ ન કરી શકાય એવી દલીલ છે કે જે વ્યક્તિ પણ અલ્લાહના ગ્રંથ પર ઈમાનનો દાવો કરે, તેના પર આ ગ્રંથની સ્થાપના ફર્ઝ છે અને જેમ કે ઉપર કહેવામાં આવ્યું - હવે કયામત સુધી 'ઇકામતે કુર્આન' (કુર્આનની સ્થાપના)નું નામ જ 'ઇકામતે દીન' છે.

**અન્ય કેટલીક આયતો :**

સૂરઃ માઈદાની આ બે આયતોમાં સંબોધન એહલે કિતાબથી હતું. તેમના ઉપરાંત, સામાન્ય અને સાર્વત્રિક શૈલીમાં તમામ આકાશી ગ્રંથોના અવતરિત થવાના

હેતુ અને આશયથી સંબંધિત કુર્આનમાં અનેક આયતો મોજૂદ છે. અમે અહીં તેમાંથી કેટલીક આયતો પ્રસ્તુત કરીએ છીએ. આ પુસ્તકના વાચકો સૂરઃ બકરહ આ. ૨૧૩-૨૧૪ ના શબ્દો પોતાના સામે રાખે. અમે આ બે આયતોનો અનુવાદ અહીં પ્રસ્તુત કરીએ છીએ.

> ''આરંભમાં તમામ લોકો એક જ દીન (ધર્મ) અને મિલ્લત (પંથ) પર હતા. (પછી તેમના દરમ્યાન મતભેદો ઊભા થયા) ત્યારે અલ્લાહે પોતાના નબીઓ (સંદેશવાહકો) મોકલ્યા, જેઓ ખુશખબરી આપનારા અને સચેત કરનારા હતા અને તેમના સાથે ગ્રંથ મોકલ્યો જે સત્ય પર આધારિત હતો, જેથી સત્ય વિશે તેમના દરમ્યાન જે મતભેદો ઊભા થઈ ગયા હતા તેમનો ફેંસલો કરે. મતભેદો એ લોકોએ કર્યા જેમને સત્યનું જ્ઞાન આપી દેવામાં આવ્યું હતું. તેમણે પ્રકાશિત માર્ગદર્શન મેળવી લીધા પછી માત્ર એટલા માટે સત્ય છોડીને જુદી-જુદી પદ્ધતિઓ ઘડી કાઢી કે તેઓ પરસ્પર એક-બીજા ઉપર અતિરેક કરવા માગતા હતા. આમ, જે લોકો અંબિયા (ઈશદૂતો) પર ઈમાન લાવ્યા, તેમને અલ્લાહે પોતાની આજ્ઞાથી સન્માર્ગ દેખાડી દીધો, જેમાં લોકોએ મતભેદો ઊભા કર્યા હતા. અલ્લાહ જેને ચાહે છે સીધો માર્ગ બતાવી દે છે.'' (આ.૨૧૩)
>
> ''પછી શું તમે લોકોએ એમ સમજી લીધું છે કે બસ, આમ જ જન્નતમાં દાખલ થઈ જશો, જ્યારે કે હજુ તમારા ઉપર એ બધું નથી વિત્યું, જે તમારાથી અગાઉ ઈમાન લાવનારાઓ પર વિતી ચૂક્યું છે. તેમના ઉપર સખ્તાઈઓ આચરવામાં આવી, મુસીબતો આવી, હચમચાવી નાખવામાં આવ્યા; ત્યાં સુધી કે તે સમયનો રસૂલ અને તેના સાથી ઈમાનવાળાઓ પોકારી ઉઠ્યા કે અલ્લાહની મદદ ક્યારે આવશે. તે વખતે તેમને સાંત્વના આપવામાં આવી કે હા, અલ્લાહની મદદ નજીક છે.'' (આ.૨૧૪)

આ બંને આયતોથી નીચે દર્શાવેલ ચાર વાતો સ્પષ્ટતાપૂર્વક સામે આવે છે :

૧. દુનિયામાં માનવ-જાતે પોતાનો જીવન-સફર સત્યના પ્રકાશમાં શરૂ કર્યો હતો. સત્યનું જ્ઞાન મેળવી લેવાને કારણે માનવ-સમુદાય લાંબા ગાળા સુધી એક જ પંથ અને એક જ ઉમ્મત (સમુદાય) બની રહ્યો. પછી એવું થયું કે કેટલાક સ્વાર્થી લોકોની મનેચ્છા, એક-બીજા ઉપર અતિરેક અને અંગત સ્વાર્થના ઝઘડાઓએ મિલ્લતની એકતાને વેરવિખેર કરી દીધી અને સત્ય-દીનમાં મતભેદો ઊભા કરી દીધા, પરંતુ અલ્લાહત્આલા રહમાન અને રહીમ (પરમ્ કૃપાળુ અને દયાળુ) છે, તેથી તેણે

મનુષ્યોને તબાહ-બરબાદ થવા માટે નિરાધાર ન છોડી દીધા, બલ્કે તેમની સુધારણા અને કલ્યાણ માટે પોતાના ધર્મનિષ્ઠ અને ઈશનિષ્ઠ બંદાઓને મોકલ્યા.

૨. તમામ પયગંબરો અને રસૂલો (ઈશદૂતો)ની સાથે અલ્લાહ તરફથી અવતરેલ ગ્રંથો સત્ય પર આધારિત પણ હતા, જે આસ્થાઓ અને આચરણના તમામ મતભેદો અને ઝઘડાઓ માટે ન્યાયાધીશ અને સત્તાધીશની હેસિયત ધરાવતા હતા. પયગંબરો કેવળ એટલા માટે મોકલવામાં નહોતા આવતા કે ખુશખબરી સંભળાવી દે અને સચેત કરી દે, બલ્કે તેમને સત્ય-ગ્રંથ આપીને એ વાત પર પણ નિયુક્ત કરવામાં આવતા હતા કે તેઓ તમામ મતભેદોને દૂર કરીને લોકોને ફરીથી એ જ સત્ય-દીન પર એકત્ર કરી દે, જેમાં મતભેદો ઊભા કરીને તેઓ અલગ-અલગ ટોળીઓમાં વહેંચાઈ ગયા હતા. જીવનનો ગમે તે મામલો હોય, માત્ર આ ગ્રંથને જ એ અધિકાર હતો કે તે તેના સાચા કે ખોટા, સત્ય કે અસત્ય હોવાનો નિર્ણય કરે.

૩. સૈયદના મુહમ્મદ ﷺ પર ઈમાન લાવનારાઓને સંબોધન કરીને બતાવવામાં આવ્યું કે અગાઉની ઉમ્મતોએ પોતાના સમયના રસૂલો અને અલ્લાહના ગ્રંથોને પોતાનો ન્યાયાધીશ અને સત્તાધીશ સહજતાથી ન સ્વીકાર્યા અને આ માર્ગ ફૂલોની સેજ ક્યારેય નથી રહ્યો. આ હંમેશા કાંટાઓથી ભરપૂર રહ્યો છે. તમારાથી અગાઉના સત્યના ધ્વજવાહકોએ આ માર્ગમાં દરેક પ્રકારની મુસીબતો સહી છે અને સત્યના દુશ્મનોના ઘેરામાં એ રીતે હચમચાવી નાખવામાં આવ્યા છે કે ઈમાનવાળાઓની સાથે તે સમયના રસૂલ પણ ચીસ પાડી ઉઠ્યા. પછી તમે કેવી રીતે આશા રાખી શકો છો કે જે કંઈ તમારાથી અગાઉ ઈમાન લાવનારાઓ પર વિતી ચૂક્યું છે તે તમારા ઉપર નહીં વિતે.

૪. અલ્લાહના વિદ્રોહીઓથી સંઘર્ષ અને સત્ય-ગ્રંથની સ્થાપનાને લાગૂ કરવાની મહેનત અને કોશિશનો હેતુ જન્નતમાં પ્રવેશને પાત્ર બનવાનો છે - أَمْ حَسِبْتُمْ أَنْ تَدْخُلُوا الْجَنَّةَ (પછી શું તમે લોકોએ એમ સમજી લીધું છે કે બસ, આમ જ જન્નતમાં દાખલ થઈ જશો) ના ટુકડાથી એક વાત તો એ જાણવા મળે છે કે 'ઈકામતે દીન' (ધર્મની સ્થાપના)ની કોશિશમાં જાન લડાવવાવાળાઓનો પ્રેરક અને લક્ષ્ય અલ્લાહની પ્રસન્નતા અને જન્નતની પ્રાપ્તિ છે અને બીજી એ વાત જાણવા મળે છે કે જન્નતની પ્રાપ્તિ દીનની સ્થાપના સાથે સંબંધિત છે, અલ્લાહે અવતારિત કરેલ કાનૂન પર લોકોને એકત્ર કરવાની મહેનતથી જીવ બચાવવા છતાં અલ્લાહની ખુશી અને જન્નતની પ્રાપ્તિની આશા રાખવી ખોટું છે.

અલ્લાહે મોકલેલ તમામ આદેશોનું પાલન અને તેમને લાગૂ કરવા માટે રાજકીય શક્તિ જરૂરી છે. આનો સ્પષ્ટ સંકેત નીચેની આયતમાં કરવામાં આવેલ છે :

لَقَدْ اَرْسَلْنَا رُسُلَنَا بِالْبَيِّنٰتِ وَ اَنْزَلْنَا مَعَهُمُ الْكِتٰبَ
وَالْمِيْزَانَ لِيَقُوْمَ النَّاسُ بِالْقِسْطِ ، وَ اَنْزَلْنَا الْحَدِيْدَ
فِيْهِ بَأْسٌ شَدِيْدٌ وَّ مَنَافِعُ لِلنَّاسِ وَلِيَعْلَمَ اللّٰهُ مَنْ
يَّنْصُرُهٗ وَرُسُلَهٗ بِالْغَيْبِ ، اِنَّ اللّٰهَ قَوِيٌّ عَزِيْزٌ ۝

''અમે અમારા રસૂલોને સ્પષ્ટ નિશાનીઓ સાથે મોકલ્યા અને તેમના પર ગ્રંથ અને તુલા અવતરિત કરી, જેથી લોકો ન્યાય અને ઇન્સાફ પર કાયમ થઈ જાય અને તેમના પર અમે લોખંડ ઉતાર્યું અને તેમાં સખત યુદ્ધનો સામાન છે અને લોકો માટે તેમાં અન્ય કેટલાક ફાયદાઓ છે અને એટલા માટે કે અલ્લાહ જાણી લે કે જોયા વિના કોણ તેની અને તેના રસૂલોની મદદ કરે છે. નિઃશંકપણે, અલ્લાહ ખૂબ શક્તિશાળી અને જબરજસ્ત છે.'' (કુર્આન, સૂરઃ હદીદ, આ. ૨૫)

આ આયતમાં ગ્રંથ અને તુલા મોકલવાનો આશય અને હેતુ એ બતાવવામાં આવ્યો છે કે અત્યાચારી માણસ અત્યાચારનો માર્ગ છોડીને ન્યાય અને ઇન્સાફના વલણ પર કાયમ થઈ જાય, પરંતુ જોર-જબરદસ્તી અને અત્યાચારનો નાશ અને ન્યાય અને ઇન્સાફની સ્થાપના શક્તિ વગર સંભવ નથી. એટલા માટે આયતના બીજા ટુકડામાં લોખંડ પેદા કરવાના ત્રણ હેતુઓ બતાવવામાં આવ્યા છે; એક એ કે આનાથી યુદ્ધના શસ્ત્રો અને લડાઈની સાધન-સામગ્રી તૈયાર કરવામાં આવે છે, બીજો એ કે આ ઉપરાંત બીજા કેટલાક ફાયદાઓ પણ છે અને ત્રીજો હેતુ એ કે આ શક્તિથી અલ્લાહના દીનની મદદ કરવામાં આવે. આનાથી જાણવા મળે છે કે અલ્લાહના ગ્રંથો જે ન્યાય અને ઇન્સાફની સ્થાપના કરવા માટે અવતરિત કરવામાં આવ્યા હતા, તેને સ્થાપિત કરવા અને બાકી રાખવા માટે શક્તિ અને સત્તા જરૂરી છે. فِيْهِ بَأْسٌ شَدِيْدٌ સંદર્ભે અલ્લામા મહમૂદ આલૂસી લખે છે —

فيه اشارة الىٰ احتياج الكتاب والميزان الىٰ القائم
بالسيف ليحصل القيام بالقسط فان الظلم .

''આ ઇશારો છે એ વાતનો કે ગ્રંથ અને તુલા સત્તાવાન શાસકના

મોહતાજ છે, જેથી ન્યાય અને ઈન્સાફની સ્થાપના સંભવ બની શકે, કેમ કે ઘણાં લોકો અત્યાચારને પોતાની આદત અને ખાસિયત બનાવી લે છે."[1]

સ્પષ્ટ છે કે અલ્લાહનો ગ્રંથ સ્વયં ન્યાય અને ઇન્સાફ નથી કરી શકતો, બલ્કે તે હકૂમત કાયમ કરી શકે છે, જે આના પર ઈમાન લાવી હોય. આ જ વાત હાફિઝ ઈબ્ને કસીરે સૂરઃ હદીદની આ આયતને દલીલ રૂપે પ્રસ્તુત કરતાં લખી છે —

"لا بد مع الحق من قهر لمن عاداه و ناداه۔[2] — સત્યના દુશ્મનો અને વિરોધીઓનું માથું કચડવા માટે પ્રકોપ અને પ્રભુત્વ જરૂરી છે અને આ જ અર્થ છે આ હદીસનો કે ان الله لينزع با لسلطان مالا يزع بالقرآن۔[3] — નિઃશંક, અલ્લાહતઆલા સત્તા દ્વારા એ વસ્તુઓનો નાશ કરી દે છે જેનો નાશ કુર્આનથી નથી કરતો."

સ્પષ્ટ છે કે કુર્આન સ્વયં કોઈ અત્યાચારીનો હાથ પકડી શકતું નથી, કોઈ વ્યભિચારીની પીઠ ઉપર કોડા વરસાવી શકતું નથી અને કોઈ ચોરના હાથ નથી કાપી શકતું. તેના આદેશોને લાગૂ કરવા માટે હકૂમતની સત્તા જરૂરી છે. આનાથી એ વાત પણ સ્પષ્ટ થઈ જાય છે કે હકૂમત સ્વયં લક્ષ્ય અને અપેક્ષિત નથી, બલ્કે એ કાનૂનને લાગૂ કરવા માટે અપેક્ષિત છે, જે અલ્લાહે મનુષ્યોની દુન્યવી અને આખિરતની સફળતા માટે અવતરિત કર્યો છે અને આનાથી એ હકીકત પણ સ્પષ્ટ થાય છે કે અલ્લાહતઆલાએ પોતાના અંતિમ રસૂલને હકૂમત માગવાની દુઆ કેમ શિખવાડી હતી. આ તબક્કે સૂરઃ બની ઇસરાઈલની આ. ૮૦ અને તેની સમજૂતીનો અભ્યાસ કરી લેવો જરૂરી છે.

## ચોથી દલીલ :

સૂરઃ માઈદા, રુકૂઅ-૭ માં તૌરાત અવતરિત કરવા અને બની ઈસરાઈલના પયગંબરો તેમજ તેમના ધાર્મિક વિદ્વાનો અને ધર્મશાસ્ત્રીઓના તૌરાત મુજબ ફેંસલાઓ કરવાનો ઉલ્લેખ કર્યા પછી ફરમાવવામાં આવ્યું છે કે —

وَمَنْ لَّمْ يَحْكُمْ بِمَآ اَنْزَلَ اللّٰهُ فَاُولٰٓئِكَ هُمُ الْكٰفِرُوْنَ ۝

"જેઓ અલ્લાહના અવતરિત કરેલ કાનૂન અનુસાર ફેંસલો ન કરે તેઓ જ કાફિર (અધર્મીઓ) છે." (આ.૪૪)

---

૧. રૂહુલમઆની, ભા-૨૭, પૃ. ૧૮૮, ઇજિપ્ત.
૨. તફસીર ઈબ્ને કસીર, ઈજિપ્ત, ભા-૩, પૃ. ૫૯.
૩. ઉપર મુજબ.

પછી આ. ૪૫ માં તૌરાતના કિસાસ (હિંસા કે હત્યાનો બદલા)નો ઉલ્લેખ કર્યા પછી કહેવામાં આવ્યું છે કે –

وَمَنْ لَّمْ يَحْكُمْ بِمَآ اَنْزَلَ اللّٰهُ فَاُولٰٓئِكَ هُمُ الظّٰلِمُوْنَ ۝

"અને જે લોકો અલ્લાહે અવતરિત કરેલ કાનૂન અનુસાર ફેંસલો ન કરે તેઓ જ અત્યાચારી છે." (આ.૪૫)

આ. ૪૬ માં હઝરત ઈસા અલૈ.ને મોકલવા અને ઇંજિલને અવતરિત કરવાના ઉલ્લેખ પછી આ. ૪૭ માં કહેવામાં આવ્યું છે –

وَمَنْ لَّمْ يَحْكُمْ بِمَآ اَنْزَلَ اللّٰهُ فَاُولٰٓئِكَ هُمُ الْفٰسِقُوْنَ ۝

"અને જે લોકો અલ્લાહે અવતરિત કરેલ કાનૂન અનુસાર ફેંસલો ન કરે તેઓ જ ફાસિક (અવજ્ઞાકારીઓ) છે." (આ. ૪૭)

આ આયતો એક તરફ એ વાતની મજબૂત દલીલ છે કે તમામ મામલાઓ અને કેસોમાં અલ્લાહના ગ્રંથ અનુસાર ફેંસલો કરવો એ દરજ્જાનું ફર્ઝ (અનિવાર્ય કર્તવ્ય) છે કે આના ઉપર અમલ ન કરનાર કાફિર, અત્યાચારી અને ફાસિક થઈ જાય છે. બીજી તરફ આ એ હકીકતની પણ ઠોસ દલીલ છે કે દીન (ધર્મ)માં મામલાઓનું મહત્ત્વ ઇબાદતોથી ઓછું નથી અને દીનનો એ વિભાગ જેનો સંબંધ રાજકારણ અને હકૂમતથી છે, એટલો જ મહત્ત્વનો અને જરૂરી છે, જેટલો એ વિભાગ જેનો સંબંધ અલ્લાહની બંદગીથી છે, અને ત્રીજી તરફ આ આયતો એ વાતનો પણ ન્યાયિક પુરાવો છે કે ઇકામતે દીન, હકૂમત અને અદાલતની ખુરશીઓ પર એટલું જ જરૂરી છે, જેટલું મસ્જિદની સફો (પંક્તિઓ) અને ચટાઈઓ પર જરૂરી છે. અલબત્ત, એ વાત સમજી લેવાની જરૂર છે કે અલ્લાહના ગ્રંથ અનુસાર ફેંસલો કરવાના સ્વરૂપો અને પ્રકારો ઘણાં હોઈ શકે છે અને દરેક પ્રકારનો આદેશ અલગ છે. હું તેની સમજૂતી 'તફહીમુલ કુર્આન'થી કરી રહ્યો છું –

"જે વ્યક્તિ અલ્લાહના આદેશ વિરુદ્ધ એટલા માટે નિર્ણય કરે છે કે તે અલ્લાહના આદેશને ખોટો તથા પોતાના કે કોઈ બીજા માણસના આદેશને સાચો સમજે છે, તે સંપૂર્ણ કાફિર અને અત્યાચારી અને ફાસિક છે; અને જે આસ્થાના રૂપે અલ્લાહના આદેશને સાચો સમજે છે, પણ વ્યવહારમાં તેના વિરુદ્ધ ફેંસલો કરે છે, તે આમ તો મિલ્લતમાંથી બહાર નથી, પણ પોતાના ઈમાનને કુફ્ર, અત્યાચાર અને અવજ્ઞાથી ભેળસેળ કરી રહ્યો છે. એ જ પ્રમાણે જેણે તમામ મામલાઓમાં અલ્લાહના આદેશથી મોઢું

ફેરવી લીધું છે, તે તમામ મામલાઓમાં કાફિર, અત્યાચારી અને ફાસિક (અવજ્ઞાકારી) છે; અને જે અમુક મામલાઓમાં આજ્ઞાંકિત અને અમુક મામલાઓમાં મોઢું ફેરવે છે, તેના જીવનમાં ઈમાન અને ઈસ્લામ તેમજ કુફ્ર અને અત્યાચાર અને અવજ્ઞાની ભેળસેળ બરાબર એ જ પ્રમાણની સાથે છે, જે પ્રમાણની સાથે તેણે અનુસરણ અને અવગણનાને ભેળવી રાખ્યા છે."[1]

કેટલાક લોકો એવું સમજી શકે છે કે કાફિર, અત્યાચારી અને ફાસિક તો એ એહલે કિતાબને કહેવામાં આવ્યા છે, જેઓ તૌરાત અને ઈંજિલ અનુસાર ફેંસલો ન કરે. આ આયતોમાં મુસલમાનોને સંબોધન કરવામાં આવ્યું નથી. આ સંદેહનો જવાબ સ્વયં આ આયતોમાં પણ છે, અલ્લાહતઆલાના નિર્દોષ ન્યાયના કાનૂનમાં પણ છે અને સહાબા અને તાબેઈન (સહાબાના અનુગામીઓ)ની સમજૂતીઓમાં પણ છે.

આ આયતોમાં આનો આ જવાબ છે કે દરેક જગ્યાએ وَمَنْ لَّمْ يَحْكُمْ بِمَا اَنْزَلَ اللّٰهُ (જેઓ અલ્લાહે અવતરિત કરેલ કાનૂન અનુસાર ફેંસલો ન કરે) ના સામાન્ય શબ્દો કહેવામાં આવ્યા છે. એમ કહેવામાં નથી આવ્યું કે 'જેઓ તૌરાત અનુસાર ફેંસલો ન કરે તેઓ કાફિર છે' અને 'જેઓ ઈંજિલ અનુસાર ફેંસલો ન કરે તેઓ ફાસિક છે', બલ્કે શબ્દો સામાન્ય વાપરવામાં આવ્યા છે, જે કુર્આન અનુસાર ફેંસલો ન કરવા માટે પણ સૌપ્રથમ લાગૂ પડે છે.

અલ્લાહતઆલાના શુદ્ધ અને સ્પષ્ટ ન્યાયનો જવાબ એ છે કે મુસલમાનોથી આનો કોઈ ખાસ સંબંધ નથી કે તેઓ યહૂદીઓ અને ખ્રિસ્તીઓને તૌરાત અને ઈંજિલ અનુસાર ફેંસલો ન કરવા માટે કાફિર, અત્યાચારી અને ફાસિક ઠેરવે અને મુસલમાનોને કુર્આન અનુસાર ફેંસલો ન કરવા માટે મોમિન, ન્યાયી અને આજ્ઞાંકિત ઠેરવી દે.

સહાબા અને તાબેઈનના ખુલાસાઓમાં આ જવાબ મોજૂદ છે કે તેમણે આ આયતોને એહલે કિતાબ સાથે વિશિષ્ટ રૂપે જોડી નથી. એક વાર હઝરત અલ્કમા અને મસ્રૂક રદિ.એ હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ રદિ.થી લાંચ-રુશ્વતનો હુકમ પૂછ્યો. તેમણે કહ્યું કે તે હરામ (અવૈધ) છે. આ બંનેએ બીજો પ્રશ્ન પૂછ્યો કે જો કોઈ મામલાનો ફેંસલો કરવામાં લાંચ-રુશ્વત લેવામાં આવે તો ? તેમણે જવાબ આપ્યો કે આ કુફ્ર છે અને وَمَنْ لَّمْ يَحْكُمْ بِمَا اَنْزَلَ اللّٰهُ فَاُولٰٓئِكَ هُمُ الْكٰفِرُوْنَ ۝ ની તિલાવત કરી.[2] ઈમામ શેઅબી રહ. તો એમ કહેતા હતા કે فَاُولٰٓئِكَ هُمُ الْكٰفِرُوْنَ વાળી આયત મુસલમાનો વિશે જ

૧. તફહીમુલ કુર્આન, ભા-૧, પૃ. ૪૭૬
૨. તફસીર ઈબ્ને કસીર, ભા-૨, પૃ. ૬૧, ઈજિપ્ત.

અવતરિત થઈ છે.[1] સંભવતઃ આ સખ્તાઈ એટલા માટે અપનાવી હશે કે ક્યાંક મુસલમાનો પોતાને આ આદેશથી પર ન સમજવા લાગે. એક વાર કોઈએ હઝરત હુઝૈફા રદિ.ને કહ્યું કે આ ત્રણેય આયતો તો બની ઈસરાઈલ માટે છે. કહેવાવાળાનો અર્થ એ હતો કે યહૂદીઓમાંથી જેણે અલ્લાહે અવતરિત કરેલ આદેશ વિરુદ્ધ ફેંસલો કર્યો હોય એ જ કાફિર, એ જ અત્યાચારી અને એ જ ફાસિક છે. આના પર હઝરત હુઝૈફા રદિ.એ ફરમાવ્યું : કેટલા સારા ભાઈ છે તમારા માટે આ બની ઈસરાઈલ ! કે કડવું-કડવું બધું તેમના માટે છે અને મીઠું-મીઠું બધું તમારા માટે ! કદાપિ નહીં, અલ્લાહના સોગંદ ! તમે આમની રીત અનુસાર જ તેમનાં પગલે-પગલે ચાલશો.[2]

આ ત્રણેય આયતો પછી અલ્લાહતઆલાએ પોતાના અંતિમ રસૂલને એ આદેશ આપ્યો છે કે અમે તમારા પર જે સત્ય-ગ્રંથ અવતરિત કર્યો છે, તમે અલ્લાહે અવતરિત કરેલ આ જ કાનૂન અનુસાર લોકોના માલાઓનો ફેંસલો કરો અને જે સત્ય તમારા પાસે આવેલ છે, તેનાથી મોઢું ફેરવીને એમની ઇચ્છાઓંનું અનુસરણ ન કરો. પછી આ. ૪૯ માં કુર્આન અનુસાર ફેંસલો કરવાનો ફરીથી હુકમ આપ્યા પછી એ પણ કહેવામાં આવ્યું છે કે —

وَاحْذَرْهُمْ أَنْ يَفْتِنُوكَ عَنْ بَعْضِ مَا أَنْزَلَ اللَّهُ إِلَيْكَ ۚ

"અને સાવધાન રહો કે આ લોકો તમને ભ્રમમાં નાખીને તે માર્ગદર્શનના કોઈ આદેશથી સહેજપણ ચલિત કરવા ન પામે, જે અલ્લાહે તમારા તરફ અવતરિત કર્યું છે..." (સૂરઃ માઈદા, આ.૪૯)

આયતનો આ ટુકડો આપણા માટે વિચારણીય છે. આમાં કુર્આનના કેટલાક આદેશોથી મોઢું ફેરવવાના કૃત્યને પૂરી તાકીદની સાથે રોકી દેવામાં આવેલ છે. આનાથી એક વાત જાણવા મળે છે કે અલ્લાહતઆલાની આપણાથી માગણી એ છે કે તેણે અવતરિત કરેલ કાનૂનનું સંપૂર્ણપણે પાલન કરવામાં આવે અને બીજી વાત એ જાણવા મળે છે કે સત્યના દુશ્મનો એ કોશિશમાં લાગેલા રહે છે કે જો તેઓ મોમિનને કુર્આનથી પૂરેપૂરા વિચલિત નથી કરી શકતા તો ઓછામાં ઓછા તેના અમુક આદેશોથી તો વિચલિત કરી દઈએ. આગળ આ. ૫૦ માં કહેવામાં આવ્યું છે કે —

"(જો આ લોકો અલ્લાહના કાનૂનથી મોઢું ફેરવે છે) તો પછી શું તેઓ અજ્ઞાનતાનો ફેંસલો ચાહે છે ?" (સૂરઃ માઈદા, આ.૫૦)

આ આયત હેઠળ ઇબ્ને કસીરે લખ્યું છે કે ચંગેઝખાંએ પોતાની હકૂમત માટે જે

૧. તફસીર ઇબ્ને કસીર, ભા-૨, પૃ. ૬૧, ઇજિપ્ત. ૨. તફહીમુલ કુર્આન, ભા-૧, પૃ. ૪૭૬

કાનૂન-સંહિતા તૈયાર કરી હતી તે તેના પરિવારના લોકોના મુસલમાન બની ગયા પછી પણ લાગૂ રહી. ત્યારબાદ તેમણે જે કંઈ લખ્યું છે તેનો અનુવાદ આ પ્રમાણે છે –

"આ કાનૂન-સંહિતા હવે તેના પરિવારના લોકોના મુસલમાન સુલતાનો અને શાસકોના નજીક એ અસલ શરીઅત છે, જેનું તેઓ પાલન કરે છે. આ સંહિતાના આદેશોને અલ્લાહના ગ્રંથ અને રસૂલુલ્લાહની સુન્નત (રીત, આચરણ) પર અગ્રક્રમે રાખે છે અને જેઓ આવું કરે તેઓ કાફિર છે. તેમનાથી ત્યાં સુધી સંબંધ-વિચ્છેદ આવશ્યક છે, જ્યાં સુધી તેઓ અલ્લાહ અને તેના રસૂલના આદેશની તરફ પાછા ન ફરે અને દરેક નાના-મોટા મામલામાં એ અનુસાર ફેંસલો ન કરવા લાગે."[1]

## પાંચમી દલીલ :

પાંચમી દલીલ એ છે કે ઇકામતે દીનનો એ સમજૂતી અને અર્થ, જે કુર્આન આપણા સમક્ષ પ્રસ્તુત કરે છે. મનુષ્યના જાન-માલ અને ઇજ્જત-આબરૂની રક્ષા, માર્ગોમાં શાંતિ અને માનવીય નીતિમત્તા અને ચરિત્રને બગાડથી બચાવવાનો પ્રબંધ એક સભ્ય માનવ-સમાજ માટે કેટલું જરૂરી છે તેનાથી દરેક સમજદાર માણસ સારી રીતે વાકેફ છે. આ સુરક્ષા વગર ન તો માનવીય મનની પૂર્ણ શુદ્ધિ સંભવ છે, ન સદાચારી સમાજની રક્ષા શક્ય છે અને ન માનવતાનું પોતાના સર્વોચ્ચ શિખર સુધી ઉન્નતિ કરવાનું સરળ છે. નિઃશંકપણે, ઇસ્લામ જે આસ્થાઓની તાલીમ આપે છે અને મૃત્યુ પછી બીજા જીવન અને આખિરત (પરલોક)ના શાશ્વત અઝાબ (યાતના) અને સવાબ (પુણ્ય)ની જે હકીકતને માનવીના દિલો-દિમાગમાં ઉતારે છે, તે આ સુરક્ષાની અસલ બાંહેધરી છે. પરંતુ માત્ર આસ્થાઓથી અત્યાચાર અને જોરજુલમ તથા બૂરાઈઓને દૂર કરવું સંભવ નથી. તેથી તેણે આસ્થાઓની સાથે આ સુરક્ષાની પ્રાપ્તિ માટે નીતિ-નિયમો, બંધનો અને કાયદાઓ પણ નક્કી કર્યા છે અને શાંતિ અને સલામતીને કાયમ રાખવા તથા ગુનાઓની સમાપ્તિ માટે કાનૂન પણ આપ્યો છે; અને જેમ કે ઉપર સ્પષ્ટ થઈ ચૂક્યું છે કે તેણે આ હદો અને કાનૂનના અમલીકરણને ઇબાદતની અદાયગીથી ઓછું મહત્ત્વ નથી આપ્યું. તેથી જ્યાં સુધી આ હદો અને કાનૂનનું અમલીકરણ ન થાય, ઇકામતે દીનની પૂર્ણતા નથી થઈ શકતી. હકૂમત અને રાજકારણથી સંબંધિત કુર્આનમાં ઘણાં આદેશો આપવામાં આવ્યા છે. હું અહીં તેમાંથી કેવળ બે આદેશો પ્રસ્તુત કરું છું - ચોરના હાથ કાપવાનો આદેશ અને વ્યભિચારીની પીઠ પર કોડા મારવાનો આદેશ.

સૂરઃ માઈદામાં ચોરની સજાનો હુકમ આપ્યા પહેલાં 'قُطَّاعِ الطَّرِيق' અર્થાત્ લૂટારાઓને સજાનું વર્ણન કરવામાં આવ્યું છે. હું પહેલાં આ આયતોનો અનુવાદ અહીં

૧. તફસીર ઇબ્ને કસીર, ભા-૧, પૃ. ૬૭

નોંધું છું, જેથી લૂટારાઓ અને ચોરોની સજાઓ વચ્ચેની સમાનતાનો અહેસાસ તાજો થઈ જાય.

> ''જે લોકો અલ્લાહ અને તેના રસૂલ સાથે લડાઈ કરે છે અને ધરતીમાં એટલા માટે દોડધૂપ કરતા ફરે છે કે બગાડ પેદા કરે, તેમની સજા એ છે કે તેમને કતલ કરવામાં આવે કે શૂળીએ ચઢાવવામાં આવે કે તેમના હાથ અને પગ સામ-સામી બાજુએથી કાપી નાખવામાં આવે કે તેમને દેશનિકાલ કરવામાં આવે. આ અપમાન અને અનાદર તો તેમના માટે દુનિયામાં છે અને આખિરત (પરલોક)માં તેમના માટે આનાથી મોટી સજા છે.'' (આ.૩૩) પરંતુ જે લોકો તૌબા (ક્ષમા અને પ્રાયશ્ચિત) કરી લે, તે પહેલાં કે તમે તેમના પર કાબૂ મેળવો – તમને ખબર હોવી જોઈએ કે અલ્લાહ ક્ષમાશીલ અને દયાળુ છે.'' (આ.૩૪)

આ સજા લૂટારાઓ અને ડાકૂઓની પણ છે. ઈસ્લામી રાજ્યના વિદ્રોહીઓ અને આ વ્યવસ્થાને ઊલટાવી નાખવાની કોશિશ કરનારાઓની પણ આ જ સજા છે અને કેટલાક આલિમો (ઈસ્લામી વિદ્વાનો)ના નજીક મુર્તદો (ઈસ્લામથી ફરી જનારાઓ)ની પણ આ જ સજા છે. આ સજાઓની વિગત અને ફિક્હી (ઈસ્લામી ધર્મશાસ્ત્રના) આદેશો અને ચર્ચાઓ પ્રસ્તુત કરવી હાલ મારા વિષયમાં નથી. આ આયતો પછી આ. ૩૮માં ચોરો વિશે જે હુકમ આપવામાં આવ્યો છે, તે આ પ્રમાણે છે –

وَالسَّارِقُ وَالسَّارِقَةُ فَاقْطَعُوا أَيْدِيَهُمَا جَزَاءً بِمَا كَسَبَا
نَكَالًا مِّنَ اللَّهِ ۗ وَاللَّهُ عَزِيزٌ حَكِيمٌ ۝

> ''અને ચોર ચાહે સ્ત્રી હોય કે પુરુષ, બંનેના હાથ કાપી નાખો, આ તેમની કમાણીનો બદલો છે અને અલ્લાહ તરફથી શિક્ષાપ્રદ સજા. અલ્લાહનું સામર્થ્ય બધા ઉપર છવાયેલું છે અને તે સર્વજ્ઞ અને તત્ત્વદર્શી છે.'' (આ. ૩૮)

વ્યભિચારી પુરુષ અને સ્ત્રી વિશેનો આદેશ સૂરઃ નૂરમાં છે –

سُورَةٌ أَنزَلْنَاهَا وَفَرَضْنَاهَا وَأَنزَلْنَا فِيهَا آيَاتٍ بَيِّنَاتٍ لَّعَلَّكُمْ تَذَكَّرُونَ ۝
الزَّانِيَةُ وَالزَّانِي فَاجْلِدُوا كُلَّ وَاحِدٍ مِّنْهُمَا مِائَةَ جَلْدَةٍ ۖ وَلَا تَأْخُذْكُم
بِهِمَا رَأْفَةٌ فِي دِينِ اللَّهِ إِن كُنتُمْ تُؤْمِنُونَ بِاللَّهِ وَالْيَوْمِ الْآخِرِ ۖ وَلْيَشْهَدْ
عَذَابَهُمَا طَائِفَةٌ مِّنَ الْمُؤْمِنِينَ ۝

''આ એક સૂરઃ છે જેને અમે ઉતારી છે, અને આને અમે ફર્ઝ કરી છે અને આમાં અમે સ્પષ્ટ આદેશો ઉતાર્યા છે, કદાચ તમે શિક્ષા ગ્રહણ કરો. વ્યભિચારી સ્ત્રી અને વ્યભિચારી પુરુષ બંનેમાંથી દરેકને એકસો કોરડા મારો અને તેમના ઉપર દયા ખાવાની લાગણી અલ્લાહના દીનના મામલામાં તમારામાં પેદા ન થાય જો તમે અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન રાખો છો, અને તેમને સજા આપતી વખતે ઈમાનવાળાઓનું એક જૂથ મોજૂદ રહે.'' (કુર્આન, સૂરઃ નૂર, આ.૧-૨)

આ સૂરઃની જોરદાર પ્રસ્તાવનામાં એ વાત પૂરેપૂરી સ્પષ્ટતાથી વર્ણવી દેવામાં આવી છે કે આમાં જે આદેશો આપવામાં આવ્યા છે, તે ફર્ઝ (અનિવાર્ય) છે અને જે વ્યક્તિ અલ્લાહ અને આખિરત પર ઈમાન રાખે છે, તેના પર આ આદેશોને પૂરા કરવા અનિવાર્ય અને આવશ્યક છે. ત્યારબાદ તરત જ વ્યભિચારી સ્ત્રી અને પુરુષને એકસો કોડા મારવાનો હુકમ આપવામાં આવ્યો છે. તેથી મુસલમાનો પર ફર્ઝ છે કે તેઓ આ કાનૂનને લાગૂ કરે.

સૂરઃ માઈદા અને સૂરઃ નૂરની આ આયતોમાં ઉમ્મતે મુસ્લિમાને સર્વાંગીપણે સંબોધન છે, પરંતુ કાયદાને લાગૂ કરવાનું કામ હકૂમતનું છે, કેમ કે દરેક વ્યક્તિને કાનૂન તેના હાથમાં લેવાની પરવાનગી આપી દેવામાં આવે તો ભારે અરાજકતા ફેલાઈ જશે અને સમાજ વેરવિખેર થઈ જશે. આ હદોને મુસલમાનોના પ્રતિનિધિ રૂપે તેમના શાસકો લાગૂ કરશે. મુસલમાનોનું કામ એ છે કે જ્યાં તેમનું શાસન હોય તેઓ ત્યાં એ વાતનું ધ્યાન રાખે કે કુર્આન અને સુન્નતમાં નિર્ધારિત કરેલ હદો અને સજાઓ લાગૂ થઈ રહી છે કે નહીં. જો તેના પર અમલ ન થઈ રહ્યો હોય તો પોતાની સરકારને તે લાગૂ કરવા માટે મજબૂર કરશે અને જો તેઓ તૈયાર ન હોય તો તેને બદલી નાખવાની કોશિશ કરવી પડશે. જો કોઈ દેશમાં કોઈ એવી રાજકીય સત્તાનું અસ્તિત્વ જ ન હોય, જે કુર્આનના આ કાયદાઓને લાગૂ કરી શકે તો ઇસ્લામી આમંત્રણના પ્રથમ તબક્કાથી લઈને અંતિમ તબક્કા સુધી એક એવી રાજકીય સત્તાની પ્રાપ્તિની કોશિશ આવશ્યક હશે.

## છઠ્ઠી દલીલ :

કુર્આન-કરીમની એ આયત, જેનાથી 'ઇકામતે દીન'ની પરિભાષા લેવામાં આવી છે –

شَرَعَ لَكُمْ مِّنَ الدِّيْنِ مَا وَصّٰى بِهٖ نُوْحًا وَّ الَّذِيْٓ اَوْحَيْنَآ اِلَيْكَ
وَمَا وَصَّيْنَا بِهٖٓ اِبْرٰهِيْمَ وَمُوْسٰى وَعِيْسٰٓى اَنْ اَقِيْمُوا الدِّيْنَ
وَلَا تَتَفَرَّقُوْا فِيْهِ ؕ

> ''તેણે (તમારા માટે) એ બંધારણ નિર્ધારિત કર્યું, જેની ઈકામત (સ્થાપના)નો આદેશ તેણે નૂહને આપ્યો હતો અને જેના માટે અમે (તમારા તરફ) વહી મોકલી છે, અને જેની સ્થાપનાનો આદેશ અમે ઈબ્રાહીમ અને મૂસા અને ઈસાને આપ્યો કે આ દીન (ધર્મ)ને સ્થાપિત કરો અને તેના મામલામાં વહેંચાઈ ન જાઓ.'' (સૂરઃ શૂરા, આ.૧૩)

અમે અહીં જે અનુવાદ આપ્યું છે તે હઝરત શાહ વલીઉલ્લાહ મુહદ્દિસ દેહલ્વીના ફારસી અનુવાદનો ઉર્દૂ અનુવાદ છે. તેમણે આ આયતનો ફારસીમાં જે અનુવાદ કર્યો છે તેના શબ્દો આ પ્રમાણે છે –

مقرر کرد برائے شما از آئین انچہ امر کردہ بود باقامت ال لوح را وانچہ
وحی فرستادیم بسوئے تو وانچہ امر کردیم باقامت آں ابراہیم، موسیٰ و
عیسیٰ باین مضمون کہ قایم کنید دین را ومتفرق مشوید دراں۔

હઝરત શાહ વલીઉલ્લાહ મુહદ્દિસ દેહલ્વીના આ અનુવાદમાં બે વાતો વિશેષ રૂપે ધ્યાન આપવા યોગ્ય છે. એક એ કે તેમણે 'દીન'નો અનુવાદ 'આઈન' (બંધારણ) કર્યો છે અને બીજી એ કે તેમણે أَقِيمُوا الدِّينَ નો અનુવાદ કર્યો છે 'સ્થાપિત કરો દીનને'. આનો ચોખ્ખો અર્થ એ છે કે અંબિયાએ કિરામ અલૈ.ને જે દીનની સ્થાપનાનો આદેશ આપવામાં આવ્યો હતો, તે માનવ-જીવનનું બંધારણ અને અને કાનૂન છે, જેને અલ્લાહત્આલાએ મનુષ્યોના દુન્યવી જીવન અને આખિરતની સફળતા માટે અવતરિત કર્યો હતો. શાહ વલીઉલ્લાહ મુહદ્દિસ દેહલ્વીએ 'ઈઝાલતુલ ખફા' માં લખ્યું છે કે 'ઈકામતે દીન'ની પરિભાષા એક એવી વ્યાપક અને સંપૂર્ણ પરિભાષા છે, જેણે દીનની તમામ નાની-મોટી વાતોને સમાવી લીધી છે. એ વાત અગાઉના પૃષ્ઠોમાં સ્પષ્ટ કરી દેવામાં આવી છે કે હઝરત આદમ અને તમામ અંબિયાએ કિરામ અલૈ. અલ્લાહની ખિલાફતના ઉચ્ચતમ્ હોદ્દા પર બિરાજમાન હતા. શાહ સાહેબે ખિલાફતની વ્યાખ્યા અને તેની સમજૂતી કરતાં લખ્યું છે –

> ''મિલ્લત મુહમ્મદિયામાં એ વાત સ્પષ્ટ રૂપે ખબર છે કે જ્યારે આંહઝરત ﷺ નો ઉદય દુનિયાના તમામ સર્જનો માટે હતો, તો આપ ﷺ એ એ લોકોની સાથે, જેમની તરફ તેમને મોકલવામાં આવ્યા હતા, ઘણાંબધા મામલાઓ અને વ્યવહારો કર્યા અને દરેક મામલા માટે આપ ﷺ એ પોતાના નાયબો નિયુક્ત કર્યા અને તમામ મામલાઓને પૂરા કરવા માટે

ખૂબ જ પ્રબંધ કર્યો. જ્યારે આપણે આ મામલાઓને જોઈએ છીએ અને નાની-મોટી વાતોથી મુખ્ય વાતોની તરફ અને મુખ્ય વાતોથી કોઈક એવી મુખ્ય વાત તરફ જઈએ છીએ, જે બધા ઉપર ભારે અને તમામને સમાવી લેતી હોય, તો આ એક માત્ર સૌથી શ્રેષ્ઠ મુખ્ય વાત 'ઇકામતે દીન' મળે છે, જેણે તમામ મુખ્ય વાતોને પોતાના વર્તુળમાં સમાવિષ્ટ કરી લીધેલી હતી અને આ સૌથી ઉચ્ચ મુખ્ય વાત હેઠળ બીજી વાતો છે.''[૧]

પોતાના જમાનાની બૌદ્ધિક અને તાર્કિક ભાષામાં હઝરત શાહ સાહેબે જે કંઈ લખ્યું છે, તેનો સાર એ છે કે નબી ﷺ એ પયગંબરની હેસિયતે ઘણાં કામો કર્યા છે, તેમાંથી ઘણાં મામલાઓ સૈદ્ધાંતિક અને વ્યાપક નિયમની હેસિયત ધરાવતા હતાં. હવે જો કોઈ વ્યક્તિ આ તમામ બાબતો અને મામલાઓને કોઈ એક પરિભાષામાં એકત્ર કરવા માગે, તો તે પરિભાષા 'ઇકામતે દીન' (દીનની સ્થાપના) જ હશે. જે વ્યક્તિની હદીસો, તફસીર (કુર્આનનાં ભાષ્યો, સમજુતીઓ), ફિક્હ (ઇસ્લામી ધર્મશાસ્ત્ર), ઇતિહાસ અને સમગ્ર ઇસ્લામી સાહિત્ય પર નજર હશે, તે શાહ સાહેબના આ મતથી સંમત થશે; કેમ કે આપણે જોઈએ છીએ કે સહાબા રદિ.ના કાળથી લઈને આજ સુધી ઉમ્મતના તમામ ઇસ્લામી વિદ્વાનો (આલિમો) દીને-ઇસ્લામના પ્રસાર અને અમલીકરણ માટે આ જ પરિભાષાનો ઉપયોગ કરતા આવ્યા છે.

'ઇકામતે-દીન'ની વ્યાપક અને સર્વગ્રાહી પરિભાષા હેઠળ જે બાબતો અને મામલાઓ તેમજ મુખ્ય વાતો અને નાની-મોટી તમામ બાબતો સામેલ છે, તેમાંથી બે સૈદ્ધાંતિક બાબતોનો ઉલ્લેખ શાહ સાહેબે કર્યો છે —

''તેમાંથી એક ધાર્મિક વિદ્યાઓ (ઉલૂમે-દીન)ની પ્રસિદ્ધિ, કુર્આન અને સુન્નતની તાલીમ તથા ચર્ચાઓ અને ઉપદેશો છે—قال الله تعالى - هُوَ الَّذِي بَعَثَ فِي الْأُمِّيِّينَ رَسُولًا مِّنْهُمْ يَتْلُوا عَلَيْهِمْ آيٰتِهِ وَيُزَكِّيهِمْ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ (એ જ છે જેણે ઉમ્મીઓમાં તેમનામાંથી એક રસૂલ મોકલ્યો, જે તેમને તેની આયતો સંભળાવે છે, તેમની શુદ્ધિ કરે છે અને તેમને શરીઅત અને હિકમત (ડહાપણ)ની શિક્ષા આપે છે.) અને એ વાત જાણીએ છીએ કે આંહઝરત ﷺ પોતાના સહાબાને શિખામણ આપતા રહેતા હતા. બીજી વસ્તુ ઇસ્લામના સ્તંભોની સ્થાપના છે; એટલા માટે કે એ વાત પણ પ્રસિદ્ધ અને પ્રચલિત છે કે જુમ્આ, બંને ઈદો અને પાંચ વખતની નમાઝોની ઇકામત આપ પોતે

૧. ઇઝાલતુલ ખફા, અનૂ ખિલાફતુલ ખુલ્ફા, ભા-૧, પૃ.૨૧.

કરતા હતા અને દરેક જગ્યાએ ઈમામોની નિયુક્તિ કરતા હતા, ઝકાતની વસૂલાત માટે પોતાના કર્મચારીઓ મોકલતા અને ઝકાતને તેના વિશિષ્ટ શીર્ષક હેઠળ ખર્ચતા; એ જ રીતે રમઝાન અને બંને ઈદોના ચાંદની શહાદતને સાંભળતા અને શહાદતના પુરાવા પછી 'સવ્‌મ' અને 'ફિત્‌ર' અર્થાત્ રોઝો રાખવા અને તેને સમાપ્ત કરવાનો આદેશ આપતા. આપ ﷺ એ જાતે હજ્જની ઈમામત કરી (અર્થાત્ પોતાના નેતૃત્વ અને ઈમામતમાં લોકોને હજ્જની ફર્ઝ અદા કરાવી), અને હિ. ૯ માં આપ ﷺ પોતે હજ્જ માટે જઈ ન શક્યા, તો હઝરત અબૂબક્ર રદિ.ને હજ્જના અમીર નિયુક્ત કર્યા, જેથી તેઓ હજ્જની ઈકામત કરે. એ જ પ્રમાણે જિહાદની ઈકામત, અમીરોની નિમણુંક, જિહાદ માટે સૈન્ય અને સૈનિક ટુકડીઓને મોકલવી, લડાઈ-ઝઘડામાં ફેંસલો કરવો અને ઈસ્લામી શહેરોમાં કાઝીઓ (ન્યાયાધીશો)ને નિયુક્ત કરવા, ભલાઈની આજ્ઞા આપવી અને બૂરાઈથી રોકવું, એટલા બધા પ્રચલિત અને પ્રસિદ્ધ છે કે તેનું વર્ણન કરવાની જરૂર નથી. પછી જ્યારે રફીકે-આ'લા (સર્વોચ્ચ સાથી, અલ્લાહત્‌આલા)ને જઈ મળ્યા, તો ઈકામતે-દીનનું કર્તવ્ય આ જ વિગતની સાથે, જે ઉપરોલ્લેખિત છે, આંહઝરત ﷺ પછીના લોકો પર વાજિબ (આવશ્યક) થઈ ગયું.''[1]

શાહ સાહેબની આ સ્પષ્ટતાથી જાણવા મળે છે કે હુઝૂર ﷺ એ કુર્આન અને સુન્નતની તાલીમ તથા ચર્ચાઓ અને ઉપદેશોની બેઠકોથી લઈને બદ્રો-હુનૈન તેમજ ખૈબરો-તબૂકના રણમેદાનો સુધી તથા દીનના પ્રચારથી લઈને રાજ્યના પ્રબંધ અને વહીવટ સુધી જે કાર્ય પણ કર્યું, તે દરેક 'ઈકામતે-દીન'માં સામેલ હતું અને તેનું કોઈ અંગ કે અંશ કે વિભાગ દીને-ઈસ્લામથી બહાર નહોતું.

## શરીઅતો દરમ્યાન ભેદ કેવળ ગૌણ છે :

ઉપર જે કંઈ લખવામાં આવ્યું છે, તેનાથી ખ્યાલ આવે છે કે ઈકામતે-દીન અંબિયાએ કિરામ અલૈ. પર ફર્ઝ (અનિવાર્ય કર્તવ્ય) હતું અને સૈયદના મુહમ્મદ રસૂલુલ્લાહ ﷺ પછી આપની ઉમ્મત પર એ જ વિગતની સાથે ફર્ઝ રહ્યું, જે વિગતની સાથે આપ ﷺ પર ફર્ઝ હતું. હવે એ વાત પણ સમજી લેવી જોઈએ કે અલ્લાહે મોકલેલ શરીઅતોમાં ભેદનું સ્વરૂપ શું હતું? આને સ્પષ્ટ કરવાની જરૂરત એ સંદેહના કારણે પડે છે કે ઈકામતે-દીનની આયતમાં પાંચ મહાનતમ્ પયગંબરો - હઝરત નૂહ અલૈ., હઝરત ઈબ્રાહીમ અલૈ., હઝરત મૂસા અલૈ., હઝરત ઈસા અલૈ. અને હઝરત મુહમ્મદ ﷺ નું નામ લઈને

૧. ઈઝાલતુલ ખફા, અન્ ખિલાફતુલ ખુલફા, ભા-૧, પૃ. ૩

તેમને ઈકામતે-દીનનો આદેશ આપવામાં આવ્યો છે. હવે જો દીનની ઈકામતમાં શરીઅતની ઈકામતને પણ સામેલ સમજવામાં આવે તો આ વાત સાચી નહીં હોય; એટલા માટે કે શરીઅતો અલગ-અલગ રહી છે. આ સંદેહને દૂર કરવા માટે શાહ વલીઉલ્લાહ મુહદ્દિસ દેહલ્વીએ પોતાના જગવિખ્યાત પુસ્તક 'હુજ્જતુલ્લાહ અલ-બાલિગા'ના એક પ્રકરણમાં સૂરઃ શૂરાની, જેની ચર્ચા ચાલી રહી છે એ أَنْ أَقِيمُوا الدِّينَ વાળી આયત નોંધીને એ સ્પષ્ટ કર્યું છે કે અંબિયાએ કિરામ અલૈ.ને જે દીનની ઈકામત (સ્થાપના)નો હુકમ આપાવામાં આવ્યો હતો, તેમાં કઈ-કઈ વસ્તુઓ હંમેશા સામેલ રહી છે અને એ કે શરીઅતોના અલગ-અલગ હોવાનો અર્થ શું છે અને ભેદનું સ્વરૂપ શું રહ્યું છે. તેમણે મૂળ દીનની, જેના પર તમામ અંબિયાએ કિરામ સંમત રહ્યા છે, સમજૂતી કરતાં સૌપ્રથમ અલ્લાહતઆલાની જાત અને ગુણોથી સંબંધિત આસ્થાઓ અને અન્ય માન્યતાઓનો ઉલ્લેખ કર્યો છે. ત્યારબાદ તેમણે સદાચારમાં તહારત (પવિત્રતા), નમાઝ, ઝકાત, રોઝા, હજ્જના ફરાઈઝ (અનિવાર્ય કાર્યો) તથા દુઆ, ઝિક્ર (જાપ), તિલાવત (કુર્આનનું પઠન) અને અન્ય નવાફિલ (વધારાની ઈબાદતો)નું વર્ણન કર્યું છે. આસ્થાઓ અને આ કાર્યોની વિગત પછી તેમણે જે કંઈ લખ્યું છે તે તેમના પોતાના લખાણમાં આ પ્રમાણે છે —

وكذالك اجموا على النكاح وتحريم السفاح واقامة
العدل بين الناس وتحريم مظالم واقامة الحدود على
اهل المعاصى والجهاد مع اعداء اللّٰه والاجتهاد فى
اشاعة امراللّٰه ودينه فهذا اصل الدين ولذالك لم
يبحث القرآن على السنتهم وانما الاختلاف فى
صورهذه الا موورواشباحها۔

"અને એ જ પ્રમાણે તેઓ નિકાહ (લગ્ન)ની શરત, વ્યભિચારની મનાઈ, લોકો દરમ્યાન ન્યાયની સ્થાપના, અત્યાચારની મનાઈ, ગુનેગારો પર કાયદાને લાગૂ કરવું, અલ્લાહના દુશ્મનો સાથે જિહાદ (યુદ્ધ), અલ્લાહના હુકમો અને તેના દીનના પ્રસાર માટે તનતોડ કોશિશ પર સંમત રહ્યાં છે. તેથી આ છે મૂળ દીન, અને તેથી જ કુર્આને-અઝીમે આ બાબતોની ચર્ચા નથી કરી, ઈલ્લામાંશાઅલ્લાહ; કેમ કે જે લોકોની

ભાષામાં કુર્આન અવતરિત થયું હતું, તેમના નજીક આ બધી વસ્તુઓ સ્વીકૃત હતી અને શરીઅતો દરમ્યાન ભેદ જે કંઈ જોવા મળતો હતો, તે આ બાબતોના સ્વરૂપો અને પ્રકારોમાં હતો."[1]

શાહ સાહેબના આ લખાણથી સ્પષ્ટ થયું કે અલ્લાહે મોકલેલ તમામ શરીઅતો ન્યાયની સ્થાપના, સજાઓને લાગૂ કરવી અને જિહાદ ફી સબીલિલ્લાહ (ઈશમાર્ગમાં સંઘર્ષ કે યુદ્ધ) જેવા અત્યંત અને તદ્દન રાજકીય અને સામાજિક આદેશો સુધી સંમત હતી અને આ તમામ આદેશો મૂળ દીનમાં સામેલ હતા. ભેદ જે કંઈ હતો, કેવળ ગૌણ હતો. તેથી શાહ સાહેબે ગૌણ મતભેદના કેટલાક ઉદાહરણો આપતાં લખ્યું છે કે –

"મૂસા અલૈ.ની શરીઅતમાં નમાઝ માટે કિબ્લા બૈતુલ મુકદ્દસ હતો અને આપણા નબી ﷺ ની શરીઅતમાં કા'બા છે. તેમની શરીઅતમાં વ્યભિચારીની સજા માત્ર 'રજમ' (પથ્થરથી મારી નાખવાની) હતી અને આપણી શરીઅતમાં પરિણીત વ્યભિચારીની સજા 'રજમ' છે તથા અપરિણીત વ્યભિચારીની સજા કોડા મારવાની છે. તેમની શરીઅતમાં ફક્ત 'કિસાસ' (પ્રાણદંડ, પ્રતિહિંસા)નો હુકમ હતો અને આપણી શરીઅતમાં 'કિસાસ' અને 'દિયત' (હત્યા કે હિંસાનું મૂલ્ય) બંનેનો હુકમ છે. એ જ રીતે એમના દરમ્યાન ઈબાદતોના સમય અને તેના શિષ્ટાચાર તથા અરકાન (મુખ્ય વિધિઓ) પણ અલગ-અલગ હતા."[2]

આ લખાણનો સાર એ છે કે જે દીનની ઈકામતનો આદેશ અંબિયાએ કિરામ અલૈ.ને આપવામાં આવ્યો હતો, તેમાં ઉદાહરણાર્થ, નમાઝની ઈકામત ચોક્કસ સામેલ હતી. જો કે નમાઝ માટે કિબ્લા, તેના શિષ્ટાચાર અને સમયમાં ભેદ હતો, તો શું આ ગૌણ ભેદના કારણે એ કહેવું સાચું હોઈ શકે છે કે ઈકામતે-દીનના આદેશથી નમાઝ બહાર હતી ? સ્પષ્ટ છે કે કોઈ બુદ્ધિશાળી અને સમજદાર વ્યક્તિ આવું નથી કહી શકતો. એ જ પ્રમાણે શરઈ હદો સ્થાપિત કરવા અને અલ્લાહના માર્ગમાં જિહાદ કરવાનો આદેશ પણ ગૌણ હોવા છતાં ઈકામતે-દીનના સર્વાંગી આદેશમાં સામેલ હતો.

આ વાત દરેક સંદેહથી પર છે કે સૂરઃ શૂરાની આયત شَرَعَ لَكُمْ مِّنَ الدِّيْنِ માં જે 'અદ્-દીન'ની સ્થાપનાને ફર્ઝ (અનિવાર્ય કર્તવ્ય) ઠેરવવામાં આવેલ છે, તેમાં ફક્ત આસ્થાઓ અને ઈબાદતો જ નહીં, બલ્કે સમગ્ર દીન અને શરીઅત સામેલ હતા, ચાહે તેનો સંબંધ માનવીના વ્યક્તિગત જીવનથી હોય કે સામૂહિક જીવનથી.

૧. હુજ્જતુલ્લાહ અલ-બાલિગા, ભા-૧, પૃ. ૮, ઈજિપ્ત.
૧. હુજ્જતુલ્લાહ અલ-બાલિગા, ભા-૧, પૃ. ૮.

## સાતમી દલીલ : અલ્લાહની મદદ અને સહાયતનું વચન

કુર્આન-કરીમની ઘણીબધી આયતોમાં આપણે એ જોઈએ છીએ કે અલ્લાહ-તઆલાએ પોતાના પયગંબરો અને રસૂલોને કુફ્ર અને શિર્કની તાકાતના મુકાબલા માટે જ્યારે પણ મોકલ્યા, પોતાની મદદનું વચન આપીને મોકલ્યા તથા સત્ય અને અસત્યના સંઘર્ષના પ્રત્યેક સંગીન મોડ પર સાંત્વના આપીને તેમની હિંમત અને ઉમંગને કાયમ રાખ્યા તેમજ તેમને સત્યના દુશ્મનોની શક્તિનો સામનો કરવામાં અડગ રહેવા અને આ માર્ગમાં દરેક મુસીબત સહન કરવાનો આદેશ આપ્યો. મુશ્કેલીઓમાં ધીરજ અને સત્યના પ્રભુત્વ માટે અલ્લાહની મદદનું વચન પણ એ વાતની દલીલ છે કે અંબિયાએ કિરામ અલૈ.ને જે કામ સોંપવામાં આવ્યું હતું, તે તેમના ઉપર ફર્ઝ (અનિવાર્ય કર્તવ્ય) હતું અને અલ્લાહના વચનની જે આયતો છે, તેના શબ્દો પણ એ દર્શાવે છે કે પયગંબરોના શિરે જે કામ મૂકવામાં આવ્યું હતું, તે એ છે કે સત્ય-દીનને અસત્ય ધર્મો અને જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવવામાં આવે. આ સંદર્ભની જે આયતો છે તેને આપણે ચાર પ્રકારમાં વહેંચી શકીએ છીએ :

૧. એ આયતો, જેમાં સામાન્ય રૂપે તમામ રસૂલોને એ વચન આપવામાં આવ્યું છે કે અમે તમને કાફિરો પર પ્રભુત્વ અપાવીશું.
૨. એ આયતો, જેમાં વિશેષ રૂપે હઝરત મૂસા અને હારૂન અલૈ.ને વચન આપવામાં આવ્યું છે.
૩. એ આયતો, જેમાં સૈયદના મુહમ્મદ ﷺ ને વચન આપવામાં આવ્યું છે.
૪. એ આયતો, જેમાં ઉમ્મતે મુસ્લિમાને આનું વચન આપવામાં આવ્યું છે.

અમે લંબાણથી બચવા માટે આ ચાર પ્રકારની આયતોમાંથી કેવળ એક-એક આયત અહીં નોંધીએ છીએ.

૧. وَلَقَدْ سَبَقَتْ كَلِمَتُنَا لِعِبَادِنَا الْمُرْسَلِينَ ۝ إِنَّهُمْ لَهُمُ
الْمَنصُورُونَ ۝ وَإِنَّ جُندَنَا لَهُمُ الْغَالِبُونَ ۝

''અને અમારા બંદાઓ (રસૂલો)ના પક્ષમાં અમારો નિર્ણય અગાઉથી જ લાગૂ થઈ ચૂક્યો છે. નિઃશંક, એ જ એ લોકો છે, જેમની મદદ કરવામાં આવશે અને નિશ્ચિતપણે અમારું જ લશ્કર પ્રભુત્વશાળી રહેશે.''

(સૂરઃ સાફ્ફાત, આ. ૫)

આ આયતોમાં જે ભાર અને તાકીદની સાથે મદદનું વચન આપવામાં આવ્યું છે અને પ્રભુત્વની ખુશખબરી સંભળાવવામાં આવી છે, તેનાથી અરબી ભાષાના જાણકાર વાકેફ છે. આ આયતોથી ઘણાં તથ્યો સ્પષ્ટ થાય છે :

(ક) તમામ રસૂલોને અલ્લાહનું અફર વચન, અને તેનો અટલ નિર્ણય છે કે તે અસત્ય બળોના મુકાબલામાં તેમની મદદ કરશે.

(ખ) રસૂલો અને તેમના પર ઈમાન લાવનારાં સત્યના આવાહકોની હેસિયત એવા પ્રવચનકારોની નથી, જેમનું કામ ફક્ત પ્રવચન આપવાથી સમાપ્ત થઈ જતું હોય, બલ્કે તેમની હેસિયત સૃષ્ટિના સર્વસત્તાધીશના લશ્કરની હોય છે, જેઓ તેના વિદ્રોહીઓ વિરુદ્ધ કતારબદ્ધ હોય છે અને આ કતારબદ્ધતા સત્ય-દીનને અસત્ય ધર્મો અને જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવવા માટે હોય છે. તેનો બીજો કોઈ ઉદ્દેશ્ય નથી હોતો.

(ગ) રસૂલો જે દીન અને જે સંદેશ માટે નિયુક્ત હોય છે, તેની હેસિયત કોઈ એવા પ્રચાર, ખુશખબર, ભલામણ અને શિખામણની નથી હોતી કે જેને રદ કરી નાખ્યા પછી તેની કોઈ નોંધ ન લેવામાં આવે, બલ્કે તેની હેસિયત એક એવા શાહી ફરમાનની હોય છે, જેના ઇન્કારને બાદશાહ પોતાના વિરુદ્ધ બગાવત અને પડકાર સમજે છે.

(ઘ) બાગી લશ્કરના મુકાબલામાં છેવટે બાદશાહની વફાદાર ફોજ જ પ્રભુત્વશાળી, સફળ અને વિજયી રહે છે.

૨. વિશેષ રૂપે હઝરત મૂસા અને હારૂન અલૈ.ને જે વચન આપવામાં આવ્યું હતું, તેને સૂરઃ કસસની શરૂઆતની આયતોમાં જોઈ શકાય છે. અમે અહીં કેટલીક આયતોનો કેવળ અનુવાદ જ પ્રસ્તુત કરીએ છીએ :

> ''ફિરઔને મિસર (ઇજિપ્ત) દેશમાં ખૂબ માથું ઊંચક્યું હતું અને તેણે ત્યાંના લોકોને અલગ-અલગ જૂથોમાં વહેંચી નાખ્યા હતા. તેમાંથી એક જૂથ (બની ઇસરાઈલ)ને તેણે એટલા કમજોર સમજી લીધા હતા કે તેમના પુત્રોને ઝબેહ કરાવી નાખતો અને તેમની સ્ત્રીઓને (પુત્રીઓને) જીવતી રાખતો. નિઃશંક, તે ઉપદ્રવીઓમાંથી એક ઉપદ્રવી હતો અને અમે નિર્ણય કર્યો કે જે લોકો આ દેશમાં કમજોર સમજી લેવામાં આવ્યા હતા, તેમના ઉપર ઉપકાર કરીએ અને તેમને સરદાર અને પેશવા બનાવીએ અને તેમને (સલ્તનત)ના વારસ બનાવી દઈએ અને ધરતી પર તેમની સત્તાને મજબૂતી બક્ષીએ અને ફિરઔન અને હામાન તથા તેમના લશ્કરોને બની ઇસરાઈલની તરફથી જે વાતનું જોખમ હતું, તે બની ઇસરાઈલના હાથે તેમના સામે લઈ આવીએ.'' (સૂરઃ કસસ, આ.૪-૬)

બની ઇસરાઈલ પર ઉપકાર કરવો, તેમને નેતૃત્વ અને આગેવાનીના હોદ્દા

પર બિરાજમાન કરવા, તેમને હકૂમત અને સલ્તનતના વારસ બનાવવું, ધરતીમાં તેમની સત્તાને જમાવી દેવી તથા ફિરઔન અને હામાન અને તેમના લશ્કરોને પરાધીન કરવા — આ હતો એ નિર્ણય જે સૃષ્ટિના સુલતાને કર્યો. અલ્લાહનો આ નિર્ણય કેવી રીતે પ્રગટ થયો ? તેનું વિગતવાર વૃત્તાંત આગળની આયતો અને કુર્આનની બીજી સૂરઃઓમાં વર્ણવવામાં આવ્યું છે, જેનો ખુલાસો એ છે કે હઝરત મૂસા અને હઝરત હારૂન અલૈ.ને રિસાલત અને નુબૂવ્વત પ્રદાન કરીને તેમને આ મિશન પર નિયુક્ત કરવામાં આવ્યા અને તેમના હાથે જ અલ્લાહના નિર્ણયનું પ્રાગટ્ય થયું. ફિરઔનની જોરાવર અને શક્તિશાળી હકૂમતના મુકાબલામાં બંનેને મોકલતી વખતે જે સ્પષ્ટ વચન આપવામાં આવ્યું અને જે ખુશખબરી સંભળાવવામાં આવી તેના શબ્દો આ પ્રમાણે છે :

قَالَ سَنَشُدُّ عَضُدَكَ بِأَخِيكَ وَنَجْعَلُ لَكُمَا سُلْطَٰنًا فَلَا

يَصِلُونَ إِلَيْكُمَا ۚ بِـَٔايَٰتِنَآ أَنتُمَا وَمَنِ ٱتَّبَعَكُمَا ٱلْغَٰلِبُونَ ۝

''ફરમાવ્યું : અમે તમારા ભાઈને તમારી શક્તિ અને તમારો હાથ બનાવીશું અને તમને બંનેને એવું પ્રભુત્વ પ્રદાન કરીશું કે ફિરઔનના લોકો તમારા સુધી પહોંચી પણ નહીં શકે. અમારી નિશાનીઓના જોરથી તમે બંને અને તમારા અનુયાયીઓ જ વર્ચસ્વશાળી રહેશે.''

(સૂરઃ કસસ, આ.૩૫)

કુર્આનની આ સ્પષ્ટતાઓને વાંચીને કોણ એમ કહી શકે છે કે હઝરત મૂસા અને હઝરત હારૂન અલૈ. અસત્યને પરાધીન કરીને સત્યને વર્ચસ્વશાળી બનાવવાના મિશન પર નિયુક્ત નહોતા અને કોણ એ કલ્પના કરી શકે છે કે રિસાલત અને નુબૂવ્વતના હોદ્દાથી હકૂમત અને સલ્તનતનો સંબંધ માત્ર ગૌણ અને થોડોક જ હોય છે ! આ આયતોથી વધારે સ્પષ્ટ અન્ય કઈ સ્પષ્ટ 'નસ' (સ્રોત)ની આવશ્યકતા છે, જે એ બતાવે કે અંબિયાએ કિરામ અલૈ.ને મોકલવાના હેતુમાં સત્યના પ્રભુત્વ અને હકૂમત અને સત્તાની પ્રાપ્તિ પણ સામેલ રહેલ છે; કેમ કે હકૂમત વગર સત્ય-દીનનું સંપૂર્ણ પાલન સંભવ જ નથી.

૩. સૈયદના મુહમ્મદ ﷺ ને મક્કામાં ઈસ્લામના આમંત્રણના આરંભિક તબક્કામાં જ આ પ્રતાપી શાહી ઘોષણા સંભળાવી દેવામાં આવી હતી —

سَيُهْزَمُ ٱلْجَمْعُ وَيُوَلُّونَ ٱلدُّبُرَ ۝

''ટૂંકમાં જ તેમનું જૂથ પરાજય પામશે અને તેઓ પીઠ ફેરવીને ભાગતા દેખાશે.'' (સૂરઃ કમર, આ. ૪૫)

આ આયતે શરૂઆતમાં જ કુર્આનનાં સંમુખોની સામે એ હકીકત સ્પષ્ટ કરી દીધી હતી કે ઈસ્લામની જે દા'વત (સંદેશ) પ્રસ્તુત કરવામાં આવી રહી છે તેનું સ્વરૂપ શું છે અને તેનું પરિણામ શું આવવાનું છે ? ન મુસલમાનોને આના વિશે કોઈ ભ્રમ બાકી રહ્યો હતો અને ન મુશ્રિકો કોઈ ગેરસમજમાં ગ્રસ્ત હતા. આ આયતે પોકારીને કહી દીધું હતું કે સત્ય-દીનને પ્રભુત્વ અપાવવા માટે તલવારથી જિહાદનો તબક્કો આવીને રહેશે અને આ દીન વર્ચસ્વશાળી બનીને રહેશે.

૪. ઉમ્મતે મુસ્લિમાને કયામત સુધી જે વચન આપવામાં આવ્યું છે તે આ મુજબ છે –

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوٓاْ إِن تَنصُرُواْ ٱللَّهَ يَنصُرۡكُمۡ وَيُثَبِّتۡ أَقۡدَامَكُمۡ ۝

''હે ઈમાનવાળાં ! જો તમે અલ્લાહની મદદ કરશો, તો તે તમારી મદદ કરશે અને તમારા કદમ મજબૂત જમાવી દેશે.'' (સૂરઃ મુહમ્મદ, આ.૭)

પોતાના દીનની મદદને પોતાની મદદ કહીને અલ્લાહત્આલાએ આજ્ઞાંકિતોનો દરજ્જો ઓર વધારી દીધો છે કે આનાથી મોટા કોઈ અન્ય દરજ્જાની કલ્પના નથી કરી શકાતી. આ આયતે અલ્લાહના વચનના સ્વરૂપને તદ્દન સ્પષ્ટ કરી દીધું છે અને તે એ છે કે અલ્લાહે પોતાના દીનની મદદની શરત પર અથવા દીનની સહાયતાના ફર્ઝ (અનિવાર્ય કર્તવ્ય)ને પૂરું કરવાના બદલા રૂપે પોતાની મદદનું વચન આપ્યું છે. સૂરઃ મુહમ્મદની આ આયતમાં અને કુર્આનની બીજી આયતોમાં અલ્લાહના દીનની મદદથી અભિપ્રેત એ છે કે તેને અસત્ય જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવવામાં પોતાનાં પ્રાણ અને ધન ખર્ચ કરવામાં આવે અને અલ્લાહના દુશ્મનોના મુકાબલામાં પોતાની કોઈ વસ્તુ બચાવીને રાખવામાં ન આવે. જો મુસલમાનોએ આ ડ્યૂટી બજાવી તો અલ્લાહ તેમની મદદ કરશે અને દુશ્મનોના મુકાબલામાં તેમને અડગતા પ્રદાન કરીને તેમના કદમોને ડગમગતા બચાવશે. આ જ વાત અન્ય રીતે આ પ્રમાણે કહી છે –

وَلَا تَهِنُواْ وَلَا تَحۡزَنُواْ وَأَنتُمُ ٱلۡأَعۡلَوۡنَ إِن كُنتُم مُّؤۡمِنِينَ ۝

''નાસીપાસ ન થાઓ અને દુઃખી ન થાઓ, જો તમે મોમિન હશો તો તમે જ પ્રભુત્વશાળી રહેશો.'' (સૂરઃ આલે ઈમરાન, આ. ૧૩૯)

આ આયતમાં કહેવામાં આવ્યું છે કે જો તમે સાચા અને પાકા મોમિન હશો તો પ્રભુત્વ અને આધિપત્ય તમારા માટે જ છે. તમારે હંગામી પરાજયથી નાસીપાસ ન થવું જોઈએ, બલ્કે એ વિચારવું જોઈએ કે એ ભૂલ શું હતી, જેના કારણે

પરાજય થયો. ભૂલોને દૂર કરીને જો તમે સાચા અને પાકા ઈમાનનો પુરાવો આપ્યો, તો તમે જ વર્ચસ્વ પ્રાપ્ત કરશો, જેમ કે ઉપર કહેવામાં આવ્યું છે.

અલ્લાહના વચન અંગેની આ આયતોએ પૂરેપૂરી રીતે એ વાત સ્પષ્ટ કરી દીધી છે કે દીનને પ્રભુત્વ અપાવવાની કોશિશ અને આ માર્ગમાં ત્યાગ અને બલિદાન અનિવાર્ય છે, નહિં તો અલ્લાહની મદદ માટે આ શરત કદાપિ લાગવવામાં ન આવતી.

## આઠમી દલીલ :

અલ્લાહના કલેમાને સર્વોચ્ચ કરવાની, અર્થાત્ દીનને પ્રભુત્વ અપાવવાની કોશિશથી દૂર ભાગનારાઓ અને પોતાનું ધન ખર્ચ ન કરનારાઓ મુનાફિકો (ઢોંગી મુસ્લિમો, દંભીઓ) છે.

કુર્આનનો અનુવાદની સાથે અભ્યાસ કરવાવાળાં લોકો પણ એ વાતથી અજાણ નહીં હોય કે ઘણે ઠેકાણે મુનાફિકોની જે આદતો અને ખાસિયતો તથા તેમનાં જે લક્ષણો વર્ણવવામાં આવ્યા છે, તેમાં તેમની બે મોટી નિશાનીઓ અને ખાસિયતો એ બતાવવામાં આવી છે કે તેઓ અલ્લાહના માર્ગમાં પોતાનું ધન નથી ખર્ચતા અને દીનના દુશ્મનો સાથે મુકાબલામાં અને તેમનાથી લડવામાં પોતાની જાન લગાવવાથી દૂર ભાગે છે; અને કુર્આનનો અભ્યાસ કરનારાઓ એ વાતથી પણ અજાણ નહીં હોય કે દીનને સર્વોચ્ચ કરવા માટે ધન ખર્ચ કરવા અને પોતાની જાન ખપાવવાને ઈમાનની કસોટી ઠેરવવામાં આવી છે. આ પ્રકારની તમામ આયતોથી સૂર્યપ્રકાશની જેમ એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે અલ્લાહના માર્ગમાં યથાશક્તિ ધન ખર્ચ કરવું અને દીનની સ્થાપનાની કોશિશમાં સ્વયં ભાગ લેવો એક એવું કર્તવ્ય છે, જેને કોઈપણ શરઈ ઉઝ્ર (ઇસ્લામી કાનૂની દોષમુક્તિ કે માફી) વગર છોડી દીધા પછી નિખાલસ અને શુદ્ધ ઈમાન બાકી રહેતું નથી; કેમ કે અલ્લાહ પર ઈમાન એક એવો કરાર અને મામલો છે, જેમાં મોમિન પોતાના પ્રાણ, પોતાનું ધન અને પોતાનું સર્વસ્વ અલ્લાહના હાથમાં જન્નતુલ-ફિરદૌસના બદલામાં વેચી નાખે છે અને વિશ્વાસ રાખે છે કે તેના પાસે જે કંઈ છે તે અલ્લાહની અમાનત છે. હવે જો કોઈ ઈમાનનો દાવેદાર આના વિરુદ્ધ વર્તન કરે છે, તો આ નિખાલસતાની નિશાની નહીં, બલ્કે નિફાક (આડંબર, દંભ)ની જ નિશાની હોઈ શકે છે. હું લંબાણના ભયથી અહીં કેવળ કેટલીક આયતો પ્રસ્તુત કરીશ :

૧. ઉહદનું યુદ્ધ સંભવતઃ ઇસ્લામ અને કુફ્ર વચ્ચે એ સૌપ્રથમ યુદ્ધ અને મુસલમાનોની એક એવી અજમાયશ હતી, જેમાં આસ્થા (ઈમાન) અને આચરણ બંનેય પ્રકારનો નિફાક ખુલીને સામે આવી ગયો હતો. આસ્થાકીય રીતે મુનાફિકોનું એક મોટું

જૂથ, જેનો નેતા અબ્દુલ્લાહ બિન ઉબ્બી હતો, આ યુદ્ધમાં સામેલ જ ન થયું. તે પોતાના જૂથને લઈને અડધા રસ્તેથી જ પાછો વળી ગયો અને કેટલાક લોકો જેઓ અમલી નિફાકમાં ગ્રસ્ત હતા, તેઓ લાચારીવશ સામેલ તો થયા, પણ ઊંડા અણગમા સાથે અને કાયરતાની સાથે. તેમને પોતાના પ્રાણ સિવાય બીજી કોઈ ચિંતા નહોતી. આ લડાઈ પર સંપૂર્ણ વિશ્લેષણ સૂરઃ આલે ઇમરાનમાં છે. અમે અહીં કેટલીક આયતોનો અનુવાદ પ્રસ્તુત કરીશું. બહાનું બનાવીને જે લોકોએ ફરારની રાહ અપનાવી હતી તેમના વિશે કહેવામાં આવ્યું છે કે –

''અને બંને જૂથોની લડાઈના દિવસે તમને જે મુસીબત પહોંચી તે અલ્લાહના હુકમથી પહોંચી અને જેથી અલ્લાહ ઈમાનવાળાઓને અલગ કરે અને મુનાફિકોને પણ અલગ કરી દે; જેમનાથી કહેવામાં આવ્યું કે આવો, અલ્લાહના માર્ગમાં યુદ્ધ કરો અથવા દુશ્મનથી પ્રતિરક્ષા કરો. તેમણે કહ્યું કે જો અમને અંદાજ હોત કે યુદ્ધ થવાનું છે, તો અમે જરૂરથી તમારા સાથે હોત. આ લોકો એ દિવસે ઈમાનની તુલનામાં કુફ્રના વધારે નજીક હતા. આ લોકો પોતાના મોઢેથી એ વાત કહે છે, જે તેમના હૃદયોમાં નથી અને અલ્લાહ એ વસ્તુને સારી રીતે જાણે છે, જેને આ લોકો છુપાવે છે. આ લોકો છે જેઓ પોતે તો બેસી રહ્યા અને પોતાના ભાઈઓ વિશે કહ્યું કે જો તેમણે અમારી વાત માની લીધી હોત તો આ રીતે કતલ ન થતા. તેમને કહી દો કે જો તમે પોતાની વાતમાં સાચા છો તો સ્વયં પોતાનાથી મૃત્યુને દૂર કરી લો.''

(આ. ૧૬૬-૧૬૮)

આ આયતોથી સ્પષ્ટ થઈ ગયું કે અલ્લાહના માર્ગમાં જિહાદ, ઈમાનની એ કસોટી છે, જે મોમિનો અને મુનાફિકોને એક-બીજાથી અલગ કરી દે છે. આ લડાઈમાં બહાનું બનાવીને ભાગી જનારાઓ મુનાફિકો હતા. આ જ વાત બીજી રીતે આ. ૧૭૯માં પણ કહેવામાં આવી છે. ત્યાં મુનાફિકો અને મોમિનોના બદલે 'ખબીસ' (ખૂબ મોટો ધૂર્ત, કપટી) અને 'તય્યિબ' (પવિત્ર, શુદ્ધ અંતઃકરણવાળો)ના શબ્દો પ્રયુક્ત થયા છે; અર્થાત્ એ વાત અલ્લાહની હિકમત (તત્ત્વદર્શિતા, ડહાપણ)થી પર છે કે તે ખબીસ (મુનાફિક) અને તય્યિબ (મોમિન)ને હંમેશા ભેગા રહેવા દે.

ઈમાનવાળાં માટે ઉહદની લડાઈમાં જે તત્ત્વદર્શિતા છુપાયેલી હતી, તે એ જ હતી કે અપવિત્ર અને ધૂર્ત મુનાફિકો તથા પવિત્ર અને નિખાલસ મોમિનોને એક-બીજાથી અલગ કરી દે અને ઈમાનવાળાઓ પોતાની ખુલ્લી આંખોથી જોઈ લે કે તેમનામાં નિખાલસ કોણ છે?

એ લોકો, જેઓ અણગમાની સાથે યુદ્ધમાં સામેલ થયા હતા, તેમની માનસિકતાનો નકશો આ શબ્દોમાં ખેંચવામાં આવ્યો છે –

''અને એક જૂથને સઘળું મહત્ત્વ પોતાના પ્રાણોનું જ હતું. આ લોકો અલ્લાહ વિશે હકીકતથી વિરુદ્ધ અજ્ઞાનતાકાળ જેવી ખોટી ધારણાઓમાં સપડાયેલાં હતા. તેઓ કહેતા રહ્યા કે ભલા, આ મામલાઓમાં અમારી શું દખલ ? કહી દો, બધા મામલાઓ અલ્લાહના અધિકારમાં છે. તેમણે પોતાના હૃદયોમાં કંઈક છુપાવી રાખ્યું છે, જે તમારા સામે જાહેર નથી કરતા. તેઓ મનમાં કહે છે કે જો આ બાબતે કંઈક અમારો પણ હસ્તક્ષેપ હોત તો અમે અહીં માર્યા ન જતા. કહી દો કે જો તમે પોતાના ઘરમાં પણ હોત તો જ્યારે પણ જેને મરી જવાનું ભાગ્યમાં હતું, તે પોતાના મૃત્યુના સ્થળ સુધી પહોંચીને રહેતો.''
(આ. ૧૫૯)

આ કમજોર ઈમાનવાળા લોકોની છબી છે, જેમના હૃદયોમાં હજુ ઈમાને ઘર નહોતું બનાવ્યું, અજ્ઞાનતાકાળના વિચારો અને ધારણાઓ તેમના દિલોમાં મોજૂદ હતી. ઉપરની આયતોમાં તેમની કલ્પનાઓ અને વિચારોનું ખંડન કરીને સાચા વિચારોની તરફ તેમનું માર્ગદર્શન કરવામાં આવ્યું છે.

આ યુદ્ધની સમીક્ષા કરતાં મુનાફિકોની કંજૂસી, અર્થાત્ અલ્લાહના માર્ગમાં ધન ખર્ચ ન કરવાની વાત પર પણ ચેતવણી આપવામાં આવી છે.

''અને જે લોકો કંજૂસી કરે છે, એ વસ્તુમાં જે અલ્લાહે જ પોતાની કૃપાથી તેમને બક્ષી છે, એવું ન વિચારે કે આ તેમના માટે સારું છે, બલ્કે આ તેમના માટે ખૂબ જ ખરાબ છે. જે વસ્તુમાં તેઓ કંજૂસી કરશે તેનો કયામતંના દિવસે (તેમના ગળામાં) તોક પહેરાવવામાં આવશે, અને અલ્લાહ માટે જ છે આકાશો અને ધરતીનો વારસો, અને જે કંઈ તમે કરી રહ્યા છો તેનાથી અલ્લાહ સારી રીતે વાકેફ છે.'' (આ. ૧૮૦)

અહીં એ વાત જાહેર કરવામાં આવી છે કે મુનાફિકો જે પ્રમાણે અલ્લાહના માર્ગમાં પોતાનો જીવ બચાવીને ભાગે છે, એ જ રીતે પોતાના ધનના મામલામાં પણ તેઓ ચોર હોય છે. તેમની ધનપરસ્તી (ધનનો હદથી વધારે લોભ) એ વાતની છૂટ નહોતી આપતી કે તેઓ સત્ય-ધર્મને સર્વોચ્ચ કરવામાં પોતાનું ધન ખર્ચે.

દીનને પ્રભુત્વ અપાવવા અથવા દીનની સ્થાપના (ઈકામતે-દીન)ની કોશિશ 'ફર્ઝ' હોવાની એક સૌથી મોટી દલીલ એ છે કે તેને ઈમાનની કસોટી તથા આ

રાહથી જાન બચાવવા અને ધન ન ખર્ચવાને નિફાકની નિશાની ઠેરવવામાં આવેલ છે.

૨. નીચેની આયત બતાવે છે કે કોઈ કાયદેસર અને ઉચિત કારણ (શરઈ ઉઝ્ર) વગર જિહાદમાં સામેલ ન થવાની છૂટની માગણી કરવી એ વાતની ખુલ્લી નિશાની છે કે છૂટની માગણી કરનારને અલ્લાહ અને આખિરત પર વિશ્વાસ નથી.

لَا يَسْتَأْذِنُكَ الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ اَنْ يُّجَاهِدُوْا
بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ ؕ وَاللّٰهُ عَلِيْمٌۢ بِالْمُتَّقِيْنَ ۝ اِنَّمَا يَسْتَاْذِنُكَ
الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَارْتَابَتْ قُلُوْبُهُمْ فَهُمْ
فِيْ رَيْبِهِمْ يَتَرَدَّدُوْنَ ۝

''જે લોકો સાચા દિલથી અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન રાખે છે, તેઓ તો ક્યારેય તમારી પાસે એ નિવેદન નહીં કરે કે તેમને પોતાના જાન અને માલની સાથે જિહાદ કરવાથી મુક્તિ આપવામાં આવે. અલ્લાહ મુત્તકીઓથી સારી રીતે વાકેફ છે. આવી છૂટ તો તમારી પાસે એ જ લોકો માગે છે, જેઓ અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન નથી રાખતા, જેમનાં હૃદયોમાં સંદેહ છે અને તેઓ પોતાના સંદેહમાં જ ભટકી રહ્યા છે.''

(સૂરઃ તૌબા, આ.૪૪-૪૫)

અલ્લાહના કલેમાને સર્વોચ્ચ અને ઉન્નત કરવા માટે જાન અને માલની સાથે જિહાદ ફર્ઝ ન હોત, તો પછી તેને ઈમાન અને નિફાક દરમ્યાન ભેદ કરનાર કસોટી ઠેરવવામાં ન આવતું. આ આયત બતાવે છે કે ઇસ્લામ અને કુફ્રના સંઘર્ષમાં જે લોકો પોતાનાં પ્રાણ અને ધન-સંપત્તિની સાથે ઇસ્લામની હિમાયત કરે અને પોતાની બધી શક્તિ અને યોગ્યતાઓ તેને સર્વોચ્ચ કરવાની કોશિશમાં લગાવી દે, તેઓ જ સાચા મોમિન છે. તેનાથી વિપરીત, જે લોકો આ સંઘર્ષમાં ઇસ્લામનો સાથ આપવાથી દૂર ભાગે અને કોઈપણ ઉચિત અને કાયદેસર કારણ વિના તેમાં પોતાના જાન-માલ ખર્ચવાથી મોઢું ફેરવે, તેઓ જૂઠા મોમિન છે; જેમને ન તો આખિરત પર વિશ્વાસ છે અને ન અલ્લાહના વચનો પર, તેમનાં હૃદયોને શંકા-કુશંકા અને દ્વિધાની બીમારી લાગી ગઈ છે.

૩. એક પ્રસંગે જિહાદમાં સામેલ ન થવા અને તેનાથી દૂર ભાગવાવાળાઓ માટે 'ઇર્તિદાદ' (ઇસ્લામથી ફરી જવું)નો શબ્દ પ્રયુક્ત થયો છે.

"જે લોકો પીઠ ફેરવી ગયા, તેના પછી કે સીધો માર્ગ તેમને સ્પષ્ટ દેખાઈ ગયો, શૈતાને તેમને છેતરી લીધા છે અને તેમને ચક્કરમાં નાખી દીધા છે. આવું એટલા માટે થયું કે તે લોકોએ એવા લોકોને જેઓ અલ્લાહે ઉતારેલ આદેશોને (ઈર્ષ્યાથી) નાપસંદ કરે છે, એમ કહ્યું કે કેટલીક વાતોમાં અમે તમારૂં કહેવું માની લઈશું અને અલ્લાહ તેમની છૂપી વાતોને સારી રીતે જાણે છે. પછી તેમની શું હાલત થશે, જ્યારે ફરિશ્તાઓ તેમનાં પ્રાણ ખેંચતાં તેમના ચહેરાઓ અને તેમની પીઠો પર મારતા જશે, અને આ સજા એટલા માટે હશે કે જે રીત અલ્લાહની નારાજગીનું કારણ હતી, તેઓ તેના પર જ ચાલતા રહ્યા અને તેની પ્રસન્નતાના કાર્યોથી નફરત કરતા રહ્યા, તેથી અલ્લાહે તેમના તમામ કાર્યો વ્યર્થ કરી નાખ્યા." (સૂરઃ મુહમ્મદ, આ. ૨૫-૨૮)

આ આયતોમાં મુનાફિકો માટે આખિરતની સજા એ જ સંભળાવવામાં આવી છે, જે મુર્તદો (ઇસ્લામથી ફરી જનારાઓ) અને કાફિરોની છે. જિહાદથી દૂર ભાગવા અને તેમાં ધન ન ખર્ચનારાઓને અનેક આયતોમાં મુનાફિક ઠેરવવામાં આવ્યા છે અને આ વલણને તેમની બેઈમાનીનું પરિણામ કહેવામાં આવેલ છે. જો આ તમામ આયતોના વિષયોની જાણકારી મેળવવી હોય તો સૂરઃ આલે ઇમરાન, સૂરઃ નિસા, સૂરઃ અન્ફાલ, સૂરઃ તૌબા, સૂરઃ અહ્ઝાબ, સૂરઃ મુહમ્મદ અને સૂરઃ ફત્હનો અભ્યાસ કરવો જોઈએ; જેમ કે ઉપર ઇશારો કરવામાં આવેલ છે. નિફાકના બે મુખ્ય પ્રકારો છે. અકીદા (આસ્થા)નો નિફાક અને અમલનો નિફાક. જે લોકો અક઼ીદાની રીતે મુનાફિક હોય, અર્થાત્ જેમના હૃદય કાફિર અને માત્ર જબાનો મોમિન હોય તેઓ વાસ્તવમાં ઇસ્લામના વર્તુળથી બહાર અને ખુલ્લા કાફિરોથી પણ વધારે ખરાબ છે અને તેમની સજા કાફિરોથી પણ વધારે કઠોર છે, તેઓ જહન્નમના સૌથી નીચલા ભાગમાં હશે; અને જે લોકો કેવળ અમલથી મુનાફિક હોય, તેઓ ઇસ્લામના વર્તુળથી બહાર નથી. ઇસ્લામને સર્વોચ્ચ કરવાની કોશિશથી દૂર ભાગવાવાળા અને તેમાં પોતાનું ધન ખર્ચ ન કરવાવાળા બંને પ્રકારના મુનાફિકો તે વખતે પણ હતા અને આજે પણ મોજૂદ છે, પરંતુ આ બંનેનો હુકમ અલગ-અલગ છે.

## નવમી દલીલ :

મનુષ્યો અને જિન્નાતોને અલ્લાહની ઇબાદત માટે પેદા કરવામાં આવ્યા છે. સૂરઃ ઝારિયાતમાં ફરમાવવામાં આવ્યું છે કે –

وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْإِنسَ إِلَّا لِيَعْبُدُونِ ۝

''અને અમે જિન્નાતો અને મનુષ્યો એટલા માટે પેદા કર્યા છે કે તેઓ મારી બંદગી કરે.'' (સૂરઃ ઝારિયાત, આ.૫૬)

અલ્લાહતઆલા સમગ્ર સૃષ્ટિનો સર્જનહાર, માલિક અને શાસક છે. અહીં જે વસ્તુ પણ જોવા મળે છે તે સૌ તેનાં સર્જનો, પ્રજા અને આધીન છે, અને એ વાત પણ કુર્આનની આયતોથી જાણવા મળે છે કે સૃષ્ટિની તમામ વસ્તુઓ પોતાના સૃષ્ટા અને સ્વામીની બંદગી અને તેના ગુણગાનમાં મગ્ન છે. મનુષ્ય પણ અલ્લાહનો બંદો અને ગુલામ છે. પ્રશ્ન એ ઊભો થાય છે કે અલ્લાહે પોતાના આ સ્વાધિકાર ધરાવતા (જે પશુ-પક્ષીઓ અને જડ વસ્તુઓની જેમ મજબૂર નથી) બંદાને કયા પ્રકારની બંદગી માટે પેદા કર્યો છે અને એ કઈ ઇબાદત છે જેની તેને જવાબદારી સોંપવામાં આવી છે? શું આ ઇબાદતનો અર્થ એ છે કે મનુષ્ય અલ્લાહતઆલાની કેવળ પૂજા-ઉપાસના માટે પેદા કરવામાં આવ્યો છે, કે પછી તેનો અર્થ એ છે કે જીવનના દરેક મામલામાં તેનું આજ્ઞાપાલન પણ આવશ્યક અને અનિવાર્ય છે? આ પ્રશ્નનો સાચો જવાબ મેળવવો અત્યંત જરૂરી છે, કેમ કે જો આપણે કોઈ ખોટા જવાબ પર અમલ કરીને પોતાના હૃદયને સંતૃપ્ત કરી લીધું તો આપણે આપણા સર્જનના ઉદ્દેશ્યમાં જ નિષ્ફળ થઈ જઈશું. આનો સાચો જવાબ આપણે આપણી બુદ્ધિ પર જોર આપીને પણ મેળવી શકતા નથી, બલ્કે તેનો સાચો જવાબ આપણને એ ગ્રંથ જ આપી શકે છે, જેમાં وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْإِنسَ إِلَّا لِيَعْبُدُونِ ની આયત અવતરી છે.

''કુર્આન અવતર્યું જ એટલા માટે છે કે મનુષ્યને તેના રબની બંદગીનો સીધો અને સાચો માર્ગ બતાવે, અને એ બતાવે કે એ 'ઇબાદત' શું છે, જેના માટે મનુષ્યને પેદા કરવામાં આવ્યો છે. એ આપણને બતાવે છે કે મનુષ્યોથી અલ્લાહની માગણી ફક્ત એ નથી કે તે તેની પૂજા-ઉપાસના જ કરે, બલ્કે એ પણ છે કે પોતાના જીવનના દરેક મામલામાં તેનું જ આજ્ઞાપાલન કરે. તે શરૂઆતમાં જ આપણને એ બતાવી દે છે કે અલ્લાહે માનવીને આ દુનિયામાં પોતાનો ખલીફા (નાયબ, પ્રતિનિધિ) બનાવીને મોકલ્યો છે અને ખિલાફત અને નાયબનું કામ પૂરું કરવું એ તેના જીવનનું મુખ્ય કર્તવ્ય છે. તે આપણને બતાવે છે કે અલ્લાહે આપણા સમગ્ર જીવન માટે એક દીન - દીને ઇસ્લામ મોકલ્યો છે અને તેનું સંપૂર્ણ અનુસરણ આપણા ઉપર અનિવાર્ય છે. તે આપણને બતાવે છે કે પાંચ વખતની નમાઝો, રમઝાનના રોઝા, માલની ઝકાત અને હજ્જ આપણા ઉપર 'ફર્ઝ' છે. તે આપણને બતાવે છે કે વ્યાજ હરામ (અવૈધ) અને વેપાર હલાલ (વૈધ) છે. તે આપણને બતાવે છે કે વ્યભિચાર હરામ અને નિકાહ (લગ્ન) હલાલ છે. તે આપણને બતાવે છે કે માપ-તોલ બરાબર રાખો, એ લોકો માટે તબાહી છે જેઓ

પોતાનો માલ તો માપી-તોલીને પૂરેપૂરો લે અને બીજાઓનો હક્ક માપી-તોલીને આપે તો ઓછો આપે. તે આપણને આદેશ આપે છે કે સાચી સાંક્ષી આપો, ચાહે તેની અવળી અસર આપણા સૌથી નજીકના સગાવહાલાઓ ઉપર જ કેમ ન પડતી હોય. તે આપણને હુકમ આપે છે કે તમામ મામલાઓ અને મુકદ્દમાઓનો ફેંસલો અલ્લાહે અવતરિત કરેલ કાનૂન અનુસાર કરો. તે આપણને બતાવે છે કે અલ્લાહે ઉતારેલ કાનૂન વિરુદ્ધ હુકમ ચલાવનારાઓ અને નિર્ણય કરનારાઓ કાફિર (અધર્મી કે ઇન્કાર કરનારા), અત્યાચારી અને ફાસિક (અવજ્ઞાકારીઓ) છે. તે આપણને આદેશ કરે છે કે ચોરોના હાથ કાપી નાખો અને વ્યભિચારીઓની પીઠ ઉપર કોડાઓ વરસાવો. તે આપણને હુકમ આપે છે કે અલ્લાહના દુશ્મનો સાથે જિહાદ કરો, પોતાનાં પ્રાણથી પણ અને પોતાના ધનથી પણ. તેનાથી દૂર ભાગવું અને કંજૂસી કરવી મુનાફિકોનું કામ છે. સંપૂર્ણ તાકીદની સાથે આ પ્રકારના અનેકાનેક આદેશો કુર્આનમાં છે, જે આપણને બતાવે છે કે દીને-ઇસ્લામનું સંપૂર્ણ પાલન જ એ ઇબાદત છે, જેના માટે મનુષ્યને પેદા કરવામાં આવ્યો છે. આ ઇબાદતના વર્તુળથી માનવ-જીવનનું કોઈ પાસું બહાર નથી અને દીને-ઇસ્લામના સંપૂર્ણ પાલનનું નામ જ 'ઇકામતે-દીન' છે.

સૂરઃ ઝારિયાતની આ.૫૬ માં મનુષ્યને પેદા કરવાનો જે હેતુ દર્શાવ્યો છે, તેના 'ફર્ઝ' હોવામાં કોણ સંદેહ કરી શકે છે ?

ઇમામ રાઝી રહ.એ આ આયતની સમજૂતીમાં લખ્યું છે કે એ ઇબાદત જેના માટે જિન્નાતો અને મનુષ્યોને પેદા કરવામાં આવ્યા છે, તે અલ્લાહની આજ્ઞાનું સન્માન અને તેના સર્જનો પર શ્રેષ્ઠતા છે. આવું સન્માન, જે પ્રતાપવાન અને પ્રતિષ્ઠિત અલ્લાહને યોગ્ય છે, ફક્ત બુદ્ધિથી જાણી શકાતું નથી. તેથી તેમાં શરઈ આદેશોના અનુસરણ અને રસૂલના કથનોનું પાલન જરૂરી છે અને એટલા માટે જ અલ્લાહે પોતાના રસૂલો મોકલીને અને ઇબાદતના આ બંને પ્રકારોની રીત સ્પષ્ટ કરીને પોતાના બંદાઓ ઉપર ઉપકાર કર્યો છે. તેમની આ સમજૂતીથી પણ એ જાણવા મળે છે કે અહીં 'ઇબાદત' ફક્ત પૂજા-ઉપાસનાના અર્થમાં નથી, બલ્કે આ ઇબાદતના વર્તુળમાં અલ્લાહના હક્કો અને બંદાઓના હક્કો બંને સામેલ છે, અને મનુષ્ય ઇબાદતની આ બંને પ્રકારો માટે જવાબદાર છે અને એ કે અલ્લાહતઆલાએ પોતાના રસૂલોને મોકલીને ઇબાદતના આ બંને પ્રકારોની રીત સ્પષ્ટ કરી દીધી છે. આનો અર્થ પણ એ થયો કે આપણે આ ઇબાદતની વિગત જાણવા માટે રસૂલના જીવન અને અલ્લાહના ગ્રંથ (કુર્આન)ને દૃષ્ટિ સમક્ષ રાખવા જોઈએ.

૧. આ જ લેખકે પોતાના પુસ્તક 'ઉમ્મતે મુસ્લિમા કા નસ્બુલ-ઐન'માં વિગતવાર આ વિષયે ચર્ચા કરી છે.

## દસમી દલીલ :

### મુસલમાનોને 'ઉમ્મતે વસત' અને 'ખૈરે-ઉમ્મત' બનાવવાની જરૂરત અને તેનો હેતુ[1]

ઉપરોક્ત નવ દલીલોથી એ વાત સાબિત થઈ ચૂકી છે કે સત્ય-દીનને અસત્ય ધર્મો અને જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવવા અને તેને સર્વોચ્ચ કરવા માટે જેના માટે કુર્આને એક સર્વગ્રાહી પરિભાષા 'ઇકામતે-દીન' વાપરી છે, 'ફર્ઝ' (અનિવાર્ય કર્તવ્ય) છે અને આ એ દરજ્જાનું અનિવાર્ય કર્તવ્ય છે કે આ રાહમાં કરવામાં આવતી કોશિશોથી દૂર ભાગવું અને તેમાં માલ ખર્ચ કરવાથી હાથ રોકવો નિફાકની નિશાની છે. એ વાત પણ સ્વીકૃત છે કે દરેક નબી અને રસૂલ પછી તેમની ઉમ્મત (અનુયાયીઓ) એ કામ માટે, જેના માટે તેમને મોકલવામાં આવ્યા છે, તેમના પ્રતિનિધિ તરીકે તેમનું કર્તવ્ય પૂરું કરનાર (Officiate, Vicegerent) હોય છે. તેથી ઉમ્મતે મુસ્લિમા હવે કયામત સુધી અલ્લાહના અંતિમ પયગંબર અને રસૂલ સૈયદના મુહમ્મદ ﷺ ની એ કાર્યમાં, જેના માટે આપ ﷺ ને મોકલવામાં આવ્યા હતા, તેમની પ્રતિનિધિ (Officiate, Vicegerent) છે. હવે ન કોઈ નબી આવનાર છે અને ન તો કોઈ ગ્રંથ અવતરિત થનાર છે, તેથી કુર્આને ઉમ્મતે મુસ્લિમાને સંબોધીને તેને તેનો હોદ્દો બતાવ્યો છે અને તેને 'ઉમ્મતે વસત' અને 'ખૈરે ઉમ્મત' બનાવવાની જરૂરત અને હેતુ સ્પષ્ટ શબ્દોમાં વર્ણવી દીધો છે, જેથી એ વાતમાં કોઈ સંદેહ બાકી ન રહે કે હવે આ જ ઉમ્મત કયામત સુધી એ કાર્ય માટે ઉત્તરદાયી છે, જેના માટે કુર્આન અવતરિત કરવામાં આવ્યું છે અને જેનું વ્યવહારૂ ઉદાહરણ અને આદર્શ સૈયદના મુહમ્મદ ﷺ એ પ્રસ્તુત કરી દીધો છે. આમ, કુર્આનની આ સ્પષ્ટતા એ વાતની એક સ્થાયી અને મજબૂત દલીલ બની ગઈ છે કે આ ઉમ્મત જે કાર્યમાં પોતાના રસૂલની પ્રતિનિધિ છે, તે તેના ઉપર 'ફર્ઝ' છે અને જો તેને છોડી બેસે તો પોતાના અસ્તિત્વના હેતુમાં જ તે નિષ્ફળ થઈ જશે. અમે અહીં ખૂબ જ ટૂંકમાં આ સંદર્ભની કેટલીક આયતો પ્રસ્તુત કરીએ છીએ.

૧. સૂરઃ બકરહની આ. ૧૪૩ માં ફરમાવવામાં આવ્યું છે કે –

وَكَذٰلِكَ جَعَلْنٰكُمْ اُمَّةً وَّسَطًا لِّتَكُوْنُوْا شُهَدَآءَ عَلَى النَّاسِ
وَيَكُوْنَ الرَّسُوْلُ عَلَيْكُمْ شَهِيْدًا ؕ

''અને એ જ પ્રમાણે અમે તમને એક મધ્યમમાર્ગીય સમુદાય બનાવ્યા છે, જેથી તમે લોકો પર સાક્ષી આપનારા બનો અને રસૂલ તમારા પર સાક્ષી આપનારા બને.''

''વસતનો અર્થ છે એ વસ્તુ જે બંને બાજુઓની વચ્ચે તદ્દન મધ્યમાં હોય.

અહીંથી જ તેનામાં સૌથી ઉત્તમ હોવાનો ભાવાર્થ પેદા થઈ ગયો, એટલા માટે કે જે વસ્તુ બે કિનારાઓના દરમ્યાન હશે, તે મધ્ય-બિંદુ તથા સંતુલન અને મધ્યમમાર્ગ પર હશે, અને આ તેના સૌથી ઉત્તમ હોવાની એક પ્રાકૃતિક દલીલ છે. ઉમ્મતે મુસ્લિમાને ઉમ્મતે વસત કહેવાનું કારણ એ છે કે આ ઉમ્મત બરાબર દીનના એ મધ્ય-રાજમાર્ગ પર સ્થાયી છે, જે અલ્લાહત્આલાએ લોકોના માર્ગદર્શન માટે પોતાના નબીઓ અને રસૂલોના માધ્યમથી ખોલ્યો, અને જે શરૂઆતથી અસલ રાજમાર્ગ છે.''[1]

ઉમ્મતે મુસ્લિમાને ઉમ્મતે-વસત, અર્થાત્ ન્યાયી, સંતુલિત અને મધ્યમમાર્ગીય બનાવવાની જરૂરત અને હેતુ આ પ્રમાણે છે —

لِتَكُونُوا شُهَدَاءَ عَلَى النَّاسِ وَيَكُونَ الرَّسُولُ عَلَيْكُمْ شَهِيدًا

''જેથી તમે લોકો પર અલ્લાહના દીનની સાક્ષી આપનાર બનો અને રસૂલ તમારા ઉપર અલ્લાહના દીનના સાક્ષી બને.''

''આ ઉમ્મત વસતના હોદ્દાનું કર્તવ્ય અને તેને બનાવવાની જરૂરનું વર્ણન છે. ઉપરની વિગતથી એ વાત સારી રીતે સ્પષ્ટ થઈ ચૂકી છે કે અલ્લાહત્આલાએ જે લોકોને માર્ગદર્શકના હોદ્દા પર બિરાજમાન કર્યા હતા, તેમણે અલ્લાહના મજબૂત કરારને તોડી નાખ્યો. તેની શરીઅતમાં ફેરફારો કર્યા. તેના સન્માર્ગને ગૂમ કરી દીધો. તેણે નિર્ધારિત કરેલ કિબ્લાથી ફરી ગયા અને જે સાક્ષીઓના તેઓ અમાનતદાર બનાવવામાં આવ્યા હતા, તેને તેમણે છુપાવી દીધી. આ પરિસ્થિતિમાં માનવ-જગતની સૌથી મોટી જરૂરત જો કોઈ હોઈ શકતી હતી, તો તે એ હોઈ શકતી હતી કે અલ્લાહત્આલા એક એવી ઉમ્મતનો ઉદય કરે, જે અલ્લાહના સન્માર્ગ પર કાયમ હોય, જે અલ્લાહના રસૂલના માધ્યમથી અસલ દીનના પાયા પર બને અને પછી રહેતી દુનિયા સુધી લોકોના સામે આ દીનની સાક્ષી આપે.''

''રસૂલ તમારા ઉપર સાક્ષી હોય અને તમે લોકો પર સાક્ષી રહો-થી એ વાત સ્પષ્ટ રીતે નીકળે છે કે 'શહાદત અલન્નાસ' (લોકો સમક્ષ સાક્ષી)નું જે કર્તવ્ય આંહઝરત ﷺ પર રસૂલની હેસિયતે હતું, આપ ﷺ પછી આપની ઉમ્મતના શિરે આવી ગયું અને હવે આ ઉમ્મતની એ જવાબદારી છે કે તે દરેક યુગ, દરેક દેશ અને દરેક ભાષામાં લોકો પર અલ્લાહના દીનની સાક્ષી આપે. જો તે આ

૧. મૌલાના અમીન-હસન ઈસ્લાહી: તદબ્બુરે કુર્આન, ભા-૧, પૃ.૩૧૯
૨. મૌલાના અમીન-હસન ઈસ્લાહી: તદબ્બુરે કુર્આન, ભા-૧, પૃ.૩૨૦

કર્તવ્યમાં ભૂલચૂક કે સુસ્તી કરશે, તો આ દુનિયાની પથભ્રષ્ટતાઓના પરિણામો ભોગવવામાં બીજાઓની સાથે તે પણ સમાન રૂપે સામેલ હશે.''[૨]

૨. આંહઝરત ﷺ એ લોકો પર વાણી અને વર્તનથી સત્ય-દીનની જે સાક્ષી આપી હતી, તે તેના કોઈ એક અંશ કે વિભાગની નહોતી, બલ્કે આખા દીનની હતી, સમગ્ર કુર્આનની હતી. તે સાક્ષી આપ ﷺ એ મક્કા અને તાઈફની શેરીઓમાં, મિના અને અરફાતના મેદાનોમાં અને આરબ દ્વિપથી હજ્જ માટે આવતા જૂથો અને કબીલાઓમાં આપી હતી અને પછી મદીનાની મસ્જિદે-નબવી, ત્યાંના બજારો તેમજ બદ્ર, ઉહદ, ખૈબર, હુનૈન અને તબૂકના રણમેદાનોમાં પણ આપી હતી. હુઝૂર ﷺ એ આ સાક્ષી જીવનના કોઈ એક વિભાગમાં નહીં, બલ્કે તેના તમામ વિભાગોમાં આપી હતી. તેથી આપની ઉમ્મત પર એ જ વ્યાપકતા અને સર્વગ્રાહ્યતાથી સત્ય-દીનની સાક્ષી આપવી 'ફર્ઝ' છે. સત્યની સાક્ષીના આ મહાન હોદ્દા પર ઉમ્મત મુસ્લિમાને બિરાજમાન કરવામાં આવી છે. તેના અર્થને સૂરઃ હજ્જની અંતિમ બે આયતોએ પૂરેપૂરી રીતે નિર્ધારિત કરી દીધો છે –

يَٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ ٱرْكَعُوا۟ وَٱسْجُدُوا۟ وَٱعْبُدُوا۟ رَبَّكُمْ وَٱفْعَلُوا۟ ٱلْخَيْرَ
لَعَلَّكُمْ تُفْلِحُونَ ۩ ﴿٧٧﴾ وَجَٰهِدُوا۟ فِى ٱللَّهِ حَقَّ جِهَادِهِۦ ۚ هُوَ ٱجْتَبَىٰكُمْ وَمَا
جَعَلَ عَلَيْكُمْ فِى ٱلدِّينِ مِنْ حَرَجٍ ۚ مِّلَّةَ أَبِيكُمْ إِبْرَٰهِيمَ ۚ هُوَ
سَمَّىٰكُمُ ٱلْمُسْلِمِينَ مِن قَبْلُ وَفِى هَٰذَا لِيَكُونَ ٱلرَّسُولُ شَهِيدًا
عَلَيْكُمْ وَتَكُونُوا۟ شُهَدَآءَ عَلَى ٱلنَّاسِ ۚ فَأَقِيمُوا۟ ٱلصَّلَوٰةَ وَءَاتُوا۟
ٱلزَّكَوٰةَ وَٱعْتَصِمُوا۟ بِٱللَّهِ هُوَ مَوْلَىٰكُمْ ۖ فَنِعْمَ ٱلْمَوْلَىٰ وَنِعْمَ ٱلنَّصِيرُ ﴿٧٨﴾

''હે ઈમાનવાળાં ! રુકૂઅ અને સિજદા કરો અને પોતાના રબની બંદગી કરો, અને નેકી કરો, જેથી તમે સફળ થાઓ અને અલ્લાહની રાહમાં જિહાદ કરો, જેમ કે જિહાદ કરવાનો હક્ક છે. તેણે તમને પોતાના કામ માટે પસંદ કરી લીધા છે અને દીનમાં તેણે તમારા પર કોઈ સખત મુશ્કેલી નથી નાખી; દીન, તમારા પિતા ઈબ્રાહીમનો. તેણે તમારું નામ મુસ્લિમ રાખ્યું, અગાઉ પણ અને આ કુર્આનમાં પણ; જેથી રસૂલ તમારા પર સાક્ષી બને અને તમે લોકો પર સાક્ષી બનો. તેથી, નમાઝ કાયમ કરો અને ઝકાત આપો અને અલ્લાહથી જોડાઈ જાઓ. તે તમારો માલિક છે, સૌથી ઉત્તમ માલિક અને સૌથી ઉત્તમ સહાયક.''

'જેથી રસૂલ તમારા પર સાક્ષી રહે અને તમે લોકો પર સાક્ષી રહો' અંગે અગાઉ જે કંઈ કહેવામાં આવ્યું છે અને ત્યારબાદ જે કંઈ ફરમાવવામાં આવ્યું છે, તેના વચ્ચે આ ટુકડો એવી રીતે આવ્યો છે કે સ્વયં પોકારીને કહી રહ્યો છે કે ઉમ્મતે મુસ્લિમાને 'શહાદતે-હક્ક'નો જે હોદ્દો સોંપવામાં આવ્યો છે અને અલ્લાહે જે કામ માટે આ ઉમ્મતને પસંદ કરી છે, તે સમગ્ર દીનની સ્થાપનાનું કર્તવ્ય છે, અલ્લાહની રાહમાં જિહાદની ફરજ છે, એવો જિહાદ જેનો હક્ક અદા કરી દેવામાં આવ્યો હોય.

'મુસ્લિમ'નો ઈલ્કાબ તેને એટલા માટે એનાયત કરવામાં આવ્યો છે કે તે લોકોની સામે સત્યની સાક્ષી પ્રસ્તુત કરે.

પ્રથમ આયતમાં રુકૂઅ અને સિજદો, રબની બંદગી અને સત્કાર્યોનો આદેશ આપવામાં આવ્યો છે, અને વિશેષથી સામાન્ય તરફ વાણીને એ રીતે આગળ વધારવામાં આવી છે કે આખો દીન તેના વર્તુળમાં આવી ગયો છે અને સમગ્ર દીન પર ત્યાં સુધી અમલ સંભવ નથી, જ્યાં સુધી અસત્ય ધર્મો અને જીવન-વ્યવસ્થાઓનું જોર તોડી નાખવામાં ન આવે. તેથી બીજી આયતની શરૂઆતમાં જ જિહાદનો આદેશ આપવામાં આવ્યો છે. સર્વગ્રાહી અને વ્યાપક જિહાદ ખરેખર મુશ્કેલ કામ છે. તેથી કેટલીક વાતો એવી ફરમાવવામાં આવી, જે મોમિન માટે આ કડવી વસ્તુને મધુર અને સ્વાદિષ્ટ બનાવી દે છે. પહેલી વાત 'هُوَ اجْتَبٰىكُمْ'ના ટુકડામાં કહેવામાં આવી છે, અર્થાત્ કોઈ અન્યએ નહીં, બલ્કે સ્વયં તમારા કૃપાવંત માલિકે તમામ માનવોમાંથી તમને લોકોને આ સેવા માટે પસંદ કર્યા છે. આ સાંભળતાં જ આજ્ઞાંકિત અને માલિકથી પ્રેમ કરનાર ગુલામ ખુશી અને આનંદોલ્લાસની ભાવનાથી ઝૂમી ઉઠે છે અને કોઈ મુશ્કેલી તેને મુશ્કેલ નથી લાગતી, બલ્કે મહેરબાન માલિકની તરફથી વહાલથી ભરપૂર પોકાર આવે છે — وَمَا جَعَلَ عَلَيْكُمْ فِي الدِّينِ مِنْ حَرَجٍ — દીનમાં તેણે તમારા માટે કોઈ મુશ્કેલી નથી નાખી જે 'حَرَج' (સંતાપ કે વેદના)ની હદ સુધી હોય. આ બીજી વાત છે, જેણે અલ્લાહની રાહમાં જિહાદ અને કર્તવ્યોની પૂર્તિને સરળ બનાવી દીધી. ત્રીજી વાત એ કહેવામાં આવી કે આ તમારા પિતા ઈબ્રાહીમ અલૈ.ની જીવન-પદ્ધતિ, મઝહબ તેમજ દીન (ધર્મ) અને બંધારણ છે — જરા જૂઓ તો તમારા પિતા ઈબ્રાહીમ અલૈ. અલ્લાહની રાહમાં જિહાદના કયા દરજજે પહોંચ્યા અને સત્ય માટે કઈ-કઈ કુરબાનીઓ છે, 'જે તેમણે ન આપી હોય'! જ્યારે વાસ્તવિકતા આ છે તો પછી સૌભાગ્યશાળી પુત્રો પર પિતાનો વારસો અને વર્તન કેવી રીતે મુશ્કેલ બની શકે! કંઈક વધારે તાકીદ માટે ફરમાવ્યું કે તે અલ્લાહ જ છે, જેણે

તમને 'મુસ્લિમ'ના પ્રતિષ્ઠિત ઈલ્કાબથી નવાજ્યા છે, જેથી રસૂલ તમારા પર સાક્ષી રહે અને તમે લોકો પર સાક્ષી રહો. જાણે આ ઉમ્મતનું નામ 'મુસ્લિમ' રાખવાનો આશય આ જ 'શહાદત અલન્નાસ' છે, અને ત્યારબાદ ફરમાવ્યું કે નમાઝ કાયમ કરો, ઝકાત આપો અને અલ્લાહ પર ભરોસો કરો અને તેનાથી જોડાઈ જાઓ. 'ઈકામતે સલાત' (નમાઝની સ્થાપના) અને ઝકાતની અદાયગી એ સમગ્ર દીનનો વિષય પણ છે, તઝકીયએ નફ્સ (સ્વયંની કે અંતરમનની શુદ્ધિ, વિકાસ, ઉન્નતિ)નો સર્વોત્તમ ઉપાય પણ છે અને અલ્લાહની રાહની મુશ્કેલીઓમાં શક્તિનો ખજાનો પણ છે. આ જ કારણ છે કે નમાઝ અને ઝકાત પછી اعتصموا بالله (અલ્લાહ સાથે જોડાઈ જાઓ)નો હુકમ આપવામાં આવ્યો, અને વાત એના ઉપર સમાપ્ત કરવામાં આવી કે અલ્લાહ જ તમારો માલિક અને સહાયક છે.

અર્થાત્, જ્યાં સુધી તમારો સંબંધ અલ્લાહથી મજબૂત અને ઊંડો ન હોય, તમે તેના પર ભરોસો ન કરો, તેનાથી મદદ ન માગો અને તે જ્યાં સુધી તમારી મદદ ન કરે, ત્યાં સુધી તમે સત્યની સાક્ષી અને ઈકામતે-દીનનું કર્તવ્ય અદા કરી શકતા નથી. આ જે કંઈ નિવેદન કરવામાં આવ્યું છે, મુફસ્સિરે-કિરામની સમજૂતીઓ આની જ તરફ માર્ગદર્શન કરે છે, પરંતુ લંબાણના ભયથી અમે તેમના લખાણો અહીં પ્રસ્તુત નથી કરી રહ્યા.

૩. સૂરઃ બકરહ અને સૂરઃ હજ્જ જેવી બે આયતો સૂરઃ આલે-ઈમરાનમાં પણ છે.

وَلْتَكُنْ مِّنْكُمْ أُمَّةٌ يَّدْعُوْنَ إِلَى الْخَيْرِ وَيَأْمُرُوْنَ بِالْمَعْرُوْفِ
وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ ۚ وَأُولَٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ۝

''અને તમારામાંથી એક સમૂહ એવો હોવો જરૂરી છે, જે (બીજાઓને પણ) ભલાઈની તરફ બોલાવ્યા કરે અને નેક કામો કરવાનું કહેતા રહે અને ખરાબ કાર્યોથી રોકતા રહે અને આવા લોકો (આખિરતમાં) સંપૂર્ણ સફળ હશે.'' (સૂરઃ આલે ઈમરાન, આ. ૧૦૪)

૪. كُنْتُمْ خَيْرَ أُمَّةٍ أُخْرِجَتْ لِلنَّاسِ تَأْمُرُوْنَ بِالْمَعْرُوْفِ
وَتَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ وَتُؤْمِنُوْنَ بِاللّٰهِ ۗ

''(હે ઉમ્મતે મુહમ્મદી !) તમે લોકો સારો સમુદાય છો, કે એ સમુદાય (સામાન્ય) લોકો માટે ઉદયમાન કરવામાં આવી છે. તમે લોકો સદ્કાર્યો

તરફ બોલાવો છો અને ખરાબ વાતોથી રોકો છો અને (પોતે પણ) અલ્લાહ પર ઈમાન લાવો છો.” (સૂરઃ આલે ઈમરાન, આ. ૧૧૦)

આ બંને આયતો મળીને એક-બીજાની સ્પષ્ટતા-સમજૂતી અને પૂર્તિ કરે છે અને ઘોષણા કરે છે કે હવે દુનિયાનું નેતૃત્વ ઉમ્મતે મુસ્લિમાને સુપ્રત કરી દેવામાં આવ્યું છે.

“ઉમ્મતે ઈસ્લામિયા અંતિમ દીની પૈગામની વાહક છે અને આ સંદેશ તેના તમામ કાર્યો, કૃત્યો અને ક્રિયા-પ્રતિક્રિયાઓ ઉપર છવાયેલ છે. તેનો હોદ્દો નેતૃત્વ અને માર્ગદર્શક તેમજ દુનિયાનું નિરીક્ષણ અને નિયંત્રણનો હોદ્દો છે. કુર્આન-મજીદે ખૂબ ભારપૂર્વક અને સ્પષ્ટતાથી ઘોષણા કરી છે કે –

[Arabic] (હે ઈમાનનું આમંત્રણ આપનારાઓ !) તમે તમામ માનવ-સમુદાયોમાં સૌથી શ્રેષ્ઠ સમુદાય છો, જે લોકો (ના માર્ગદર્શન અને સુધારણા) માટે પ્રગટ થયેલ છે, તમે ભલાઈની આજ્ઞા કરવાવાળાં અને બૂરાઈથી રોકવાવાળાં અને અલ્લાહ પર સાચું ઈમાન રાખવાવાળાં છો – બીજી જગ્યાએ કહેવામાં આવ્યું કે –

[Arabic] અને એ જ પ્રમાણે તો અમે તમને ઉમ્મતે વસત (મધ્યમમાર્ગી-સંતુલિત અને ન્યાયી સમુદાય) બનાવ્યા છે, જેથી તમે દુનિયાના લોકો પર સાક્ષી રહો.

તેથી એ પ્રશ્ન જ ઊભો નથી થતો કે આ ઉમ્મતનું સ્થાન કાફલાના પાછળ અને ખુશામતિયા અને અનુગામીઓની હરોળમાં હોય, અને તે બીજી કોમોના સહારે જીવંત રહે અને નેતૃત્વ અને માર્ગદર્શન, આજ્ઞા અને મનાઈ તથા ધાર્મિક અને વૈચારિક સ્વતંત્રતાના બદલે અનુકરણ અને નકલ, અનુસરણ અને શરણ પર રાજી અને સંતુષ્ટ હોય.”[૧]

આ. ૧૧૦ હેઠળ મૌલાના અમીન-હસન ઈસ્લાહી લખે છે –

“ખૈરે-ઉમ્મત (સર્વશ્રેષ્ઠ સમુદાય)માં ઈશારો એ હકીકત તરફ છે કે હવે દીનના સાચા રાજમાર્ગ ઉપર તમે જ છો. અલ્લાહે સ્વયં દીન અવતરિત કર્યો હતો, એહલે-કિતાબે તેમાં વધારા-ઘટાડાના રસ્તાઓ શોધી કાઢીને અસલી દીનને જ ગૂમ કરી દીધો. હવે લોકોના માર્ગદર્શન માટે અલ્લાહે તમને ઊભા કર્યા છે. આ જ હકીકતને સૂરઃ બકરહમાં  ના શબ્દોથી સ્પષ્ટ કરી છે. ત્યાં અમે લખી ચૂક્યા

૧. મૌ. અબૂલ હસન અલી નદવી, 'મુસ્લિમ મુમાલિકમેં ઈસ્લામિયત ઔર મગરિબિયતકી કશ્મકશ' પૃ.૨૦૧-૨૦૨

છીએ કે આ ઉમ્મત બરાબર ન્યાયીક અને સંતુલિત બિંદુ અને મધ્ય રાજમાર્ગ ઉપર છે, તેથી તે ખૈરે-ઉમ્મત છે..."

કેટલાક ફકરાઓ પછી લખે છે કે –

"ક્રમબદ્ધતાને જોતાં આ આયત, જેમ કે ઉપર ઈશારો કર્યો છે, આ ઉમ્મતના ઈમામત (નેતૃત્વ)ના હોદ્દાની ઘોષણા છે."[1]

આ ચાર આયતોથી ભારપૂર્વક અને સ્પષ્ટતાથી એ જાણવા મળે છે કે આ ઉમ્મતના ઉદય થવા અને તેના ઉમ્મતે-વસત અને ખૈરે-ઉમ્મત બનાવવાની જરૂરત અને હેતુ એ જ છે કે તે એ જ વ્યાપકતા અને સર્વગ્રાહ્યતાની સાથે સત્ય-દીનની સાક્ષી આપે, જેમ કે સૈયદના મુહમ્મદ ﷺ એ આપી હતી. આ કાર્ય માટે હવે કયામત સુધી તે પોતાના રસૂલ ﷺ ની પ્રતિનિધિ છે.



૧. મૌ. અમી-હસન ઇસ્લાહી, તદબ્બુરે-કુર્આન, ભા-૧, પૃ. ૭૬૨-૭૬૩.

# રસૂલ ﷺ અને રસૂલના સહાબા રદિ.ના અમલથી દલીલ

જ્યારે સ્વયં કુર્આન-મજીદથી કોઈ કાર્ય માટે તેના ફર્ઝ (અનિવાર્ય કર્તવ્ય) અને વાજિબ (આવશ્યક) હોવાનું સાબિત થઈ જાય છે, તો તેના પછી નબી ﷺ ની હદીસોમાં આપણને તેની વ્યવહારૂ સમજૂતી-સ્પષ્ટતા અને પદચિહ્નો મળે છે. સૈયદના મુહમ્મદ ﷺ એ પોતાની નુબૂવ્વતના આરંભથી અવસાન સુધી અને આપ ﷺ ના સહાબાએ કિરામ રદિ.એ આપની સાથે અને આપના પછી જે રીતે ઇકામતે-દીનનું કર્તવ્ય અદા કર્યું છે અને જે રીતે જીવ સટોસટની બાજી લગાવીને સત્ય-દીનને અસત્ય ધર્મો અને જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવવાની કોશિશ કરી છે, તે હદીસો, ઘટનાઓ અને જીવન-ચરિત્રો તથા ઈસ્લામી ઈતિહાસના ભંડારોમાં મોજૂદ છે. આ સાહિત્યનો અભ્યાસ કરનારાં અને તેનાથી રુચિ રાખનારાં લાખો મુસ્લિમ વિદ્વાનો જ નહીં, બલ્કે હજારો બિનમુસ્લિમ વિદ્વાનો પણ આનાથી પરિચિત છે. જો અમે બે-ચાર હદીસો[1] અને બે-ચાર ઘટનાઓની પણ અહીં નોંધ કરીએ તો આ પુસ્તિકા એક દળદાર પુસ્તકનું રૂપ ધારણ કરી લેશે. અમે અહીં સંક્ષિપ્તમાં કેવળ એટલું કહી શકીએ છીએ કે અલ્લાહના રસૂલ ﷺ અને તેમના સાથીઓનો અનુપમ વ્યવહાર પણ રહેતી દુનિયા સુધી એ દલીલ ઉપલબ્ધ કરાવે છે કે આપ ﷺ એ અને આપના સાથીઓએ કુર્આન-મજીદની આયતોથી એ જ સમજ્યું છે કે સત્ય-દીનને અસત્ય ધર્મો અને જીવન-વ્યવસ્થાઓ પર પ્રભુત્વ અપાવવું અને દીને-ઈસ્લામનો ઉદય તેમના ઉપર 'ફર્ઝ' અને તેમના જીવનનો ઉદ્દેશ્ય હતો. તદુપરાંત સૈયદના મુહમ્મદ ﷺ અને આપના સત્યાભિમુખ ખલીફાઓ રદિ.નો આદર્શ આપણા સામે એ સીધો માર્ગ ખોલે છે, જેના પર ચાલીને આપણે ઇકામતે-દીનના કર્તવ્યને અદા કરી શકીએ છીએ. આ પુસ્તિકાથી અમારો હેતુ ફક્ત એ સાબિત કરવાનો હતો કે ઇકામતે-દીન ફર્ઝ છે અને આપણા પર આ જવાબદારી સૃષ્ટિના માલિક અને પાલનહાર અલ્લાહે નાખી છે અને એ જ તેનો હિસાબ પણ લેશે.



૧. વિદ્વાન લેખકે પોતાના પુસ્તક 'ઉમ્મતે મુસ્લિમાકા નસ્બુલ-ઐન'માં અનેક હદીસોનો ઉલ્લેખ કર્યો છે.

# અંતિમ શબ્દો

અંતે, ઇસ્લામી શરીઅતના એક સર્વમાન્ય સિદ્ધાંત અને નિયમની તરફ ઇશારો કરી દેવો જરૂરી છે. તે સર્વસ્વીકૃત સિદ્ધાંત એ છે કે અલ્લાહતઆલાએ પોતાના આદેશોના સંદર્ભમાં બંદાની મૂળ જવાબદારી એ નિર્ધારિત કરી છે કે તે તેને પૂરી કરવાની કોશિશ કરે અને આ કોશિશમાં પોતાની શક્તિ અને સામર્થ્યની હદ સુધી ભૂલ-ચૂક ન કરે. જો તેણે આવી કોશિશ કરી લીધી તો તેણે પોતાની જવાબદારી પૂરી કરી લીધી. શરીઅતે જે ફરાઈઝ (અનિવાર્ય કર્તવ્યો) વ્યક્તિ પર નાખ્યા છે, તેમાંથી કેટલાક એવા છે, જેનો સંબંધ દરેક વ્યક્તિની પોતાના જાતથી હોય છે, અર્થાત્ તે પોતે તેના પર નિયુક્ત હોય છે કે તે આ ફરજને પૂરી કરીને તેને તેના પરિણામ સુધી પહોંચાડે. જેમ કે — પાંચ વખતની નમાઝ પઢવી દરેક સમજદાર-પુખ્ત મુસલમાન ઉપર અનિવાર્ય છે. આ પ્રકારના ફરાઈઝમાં પણ સૌપ્રથમ વસ્તુ જે મુસલમાનો પર વાજિબ (આવશ્યક) હોય છે, તે એ છે કે તે તેને અદા કરવાનો પ્રબંધ કરે અને તેના માટે પ્રયત્ન કરે. જો તેણે મહેનત કરી અને કોઈ એવા અવરોધના કારણે, જેના પર તેનો કોઈ અંકુશ નહોતો, આ ફરજ કે કર્તવ્યને પૂરું ન કરી શક્યો તો તેની જવાબદારી પૂરી થઈ ગઈ અને તે આખિરતમાં પૂછપરછથી બચી ગયો, બલ્કે આ ફરજ કે કર્તવ્ય પૂરું કરવાનો અજ્ર (ઇનામ, વળતર) પણ તેને મળી જશે. ધારી લો કે કોઈ મુસલમાન કોઈ નમાઝ માટે પૂરી રીતે તૈયાર થઈને ઘરેથી નીકળ્યો કે નમાઝ જમાઅતથી અદા કરે, પરંતુ રસ્તામાં કોઈ અકસ્માતનો ભોગ બનીને દુનિયાથી રુખસદ થઈ ગયો. આ સ્થિતિમાં એટલું જ નહીં કે તેણે તેની જવાબદારી પૂરી કરી લીધી, બલ્કે તે નમાઝનો અજ્ર પણ તેને મળી ગયો, જ્યારે કે વાસ્તવમાં તેણે તે નમાઝ પઢી જ નથી.

કેટલાક ફરાઈઝ એવા છે, જેનો સંબંધ બીજા લોકોથી હોય છે. આ પ્રકારના ફરાઈઝમાં કોઈ મુસલમાનની જવાબદારી એ નથી હોતી કે તે એ વસ્તુ કરી નાખે, બલ્કે તેની જવાબદારી માત્ર એ હોય છે કે તેને અસ્તિત્વમાં લાવવાની કોશિશ કરે. આનું ચોખ્ખું ઉદાહરણ અલ્લાહનો આ આદેશ છે —

> ''હે મોમિનો ! પોતાને અને પોતાના બાળબચ્ચાઓ અને પરિવારજનોને જહન્નમની આગથી બચાવો.'' (સૂરઃ તહરીમ, આ. ૬)

આ આયત દરેક મુસલમાનને એ વાતનો પણ જવાબદાર બનાવે છે કે તે પોતાની પત્ની અને પોતાના સંતાનોને પણ જહન્નમની આગથી બચાવે. વિચારો, આ તકલીફ અને આ જવાબદારીનો અર્થ શું હોઈ શકે છે ? શું આનો અર્થ એ સમજવામાં

આવે કે અલ્લાહે દરેક મુસલમાનને જવાબદાર ઠેરવ્યો છે કે તે પોતાની પત્ની અને સંતાનોના હૃદયોમાં માર્ગદર્શનનો પ્રકાશ નાખીને તેમને અલ્લાહના આજ્ઞાંકિત બનાવી દે ? સ્પષ્ટ છે કે આવો અર્થ નથી હોઈ શકતો; કેમ કે આવી જવાબદારી તો અલ્લાહે પોતાના રસૂલો પર પણ નહોતી નાખી. હઝરત નૂહ અલૈ.નો પુત્ર અને તેમની પત્ની બંને હઠાગ્રહ કરતા રહ્યા અને છેવટે અલ્લાહના પ્રકોપમાં ઘેરાઈ ગયા. હઝરત લૂત અલૈ.ની પત્ની વિદ્રોહ પર અડી રહી અને અલ્લાહની યાતનામાં સપડાઈ. આનાથી ખ્યાલ આવે છે કે સૂરઃ તહરીમની આ.૬ માં જે જવાબદારી મૂકવામાં આવી છે, તે કેવળ એટલી છે કે દરેક મુસલમાન પોતાની પત્ની અને બાળકોની સુધારણા માટે પૂરેપૂરી કોશિશ કરે. જો તેણે આ કોશિશ કરી તો તે જવાબદારીથી મુક્ત થઈ ગયો, ચાહે તેમની સુધારણા થઈ ગઈ હોય કે ન થઈ હોય. અહીં આ ટૂંકો ઈશારો એટલા માટે કરવામાં આવ્યો કે આપણા ઉપર સત્ય-દીનને પ્રભુત્વ અપાવવા અને તેની સ્થાપના કરવાની જે જવાબદારી મૂકવામાં આવી છે, તે એ જ છે કે આપણે તેના માટે પૂરેપૂરી કોશિશ કરીએ. જો આપણે પૂરેપૂરી કોશિશ કરી લીધી, તો જવાબદારીમાંથી મુક્ત થઈ જઈશું, અને જો આપણે કોશિશ જ નથી કરી અને આ સંઘર્ષમાં ભાગ જ નથી લીધો, તો કયામતમાં પકડાઈશું અને આપણી સખ્તાઈથી પૂછપરછ કરવામાં આવશે.

